# તાઅલીમુન્નીસા.

## ભાગ ૫ મો.



બિસ્મિલ્લાહિર રહમાનિર રહીમ.

**ચોથા ભાગનો અધુરો અહવાલ તથા બીજી નસીહતકારક તાલીમની બાબતો.**

**(મોતીયોકાહાર નામની કીતાબમાંથી ઇન્તેખાબ.)**

## ફસલ બીજી.

### પ્રકરણ ૧૬ માનો અધુરો અહવાલ.

### શોકોની અદેખાઇ અને સલાહ કરાવનાર નેકબાઈ.

**મોહમ્મદજાફર સલામ કરીને રવાના થયા પછી બેગમ સાહેબ "હફીઝન" પાસે બેઠાં અને પાનદાન ખોલી તેમને પોતા માટે અને તેઓ માટે પાન બનાવી ખાવાનું કહ્યું. બીબી હફીઝન નીચી ગરદને મહા વિચારમાં પાન બના-**

લવા લાગ્યાં.

બેગમ સાહેબ=આજ આટલાં બધાં ઉદાસ કેમ જ
ણાઓ છો? ન હસો છો ન બોલો છો? શું કારણ છે બો
લો તો ખરાં?

હફીઝન=બહેન એને વીતે તે જાણે.

બેગમ સાહેબ=અમે તો સાંભળ્યાં કે એવું શું છે

હફીઝન=શું બેગમ સાહેબ તમારે મન તો રમતડી
થાય છે અને અહીંયા તો પ્રાણ જાય છે, જાણો છો અને
શું વારંવાર પુછો છો? તમારા ભાઈએ મ્હારા ઉપર કાંઇ
ઓછો જુલમ ગુજાર્યો છે?

બેગમ સાહેબ=તેઓએ બીજા નીકાહ કર્યા એ વાત
તો મેં સાંભળી છે પણ તમારા ઉપર જુલમ ગુજાર્યો છે એ
તો તમારાજ મોંઢથી સાંભળું ! ! !

હફીઝન=હું હોવા છતાં તેઓ બીજી સ્ત્રી પરણી લા-
વ્યા તો શું એ મ્હારા ઉપર ઓછો જુલમ છે?

બેગમ સાહેબ=બીજા નીકાહ કરવા એ તો એક શ-
રઅની વાત છે, ખુદા અને તેના રસુલનો હુકમ છે, તેને
હું કેવી રીતે જુલમ કહું? હું તો તેને ઘણી ખુશીની વા-
ત માનું છું, પહેલાં ઘરના કામકાજ કરવા કરાવવા માટે ત-
મે એકલાં હતાં હવે તમે બે થયાં એટલે તો તમને ઉલટો
આરામ મળ્યો.

હરીઝન=શરમની વાત તો હું પણ જાણું છું પણ ખુદા અને રસુલે એક બાહરી ઘરમાં હોવા છતાં બીજી કાશવી બાબત કીધી નથી. હા તમે તો ખુશી કેમ ન થાઓ, તમારા ભાઇના નવાં વહુ આવ્યા, નવેસર તમારા ભાઇનું ઘર આબાદ થયું. પણ એમાં મ્હારે શું ખુશ થવાનું? મ્હારા તો નસીબમાં હુશેર કાગ્યો અત્યાર સુધી જેટલી મહેનત કરી હતી તેતો બધી ધુળમાં મળી ગઇ ને? અરે હું તો હોળીના આસુથી રડું તો તે પણ વ્યાજથી છે.

બેગમ સાહેબ=મને તો ઘણી ખુશી થાય છે કેમકે ખુદાએતઆલા ચાહે તો મ્હારા ભાઇને ત્યાં એક વરસમાં બે છોકરાં આપે જેથી મ્હારા ભાઇનું ઘર આબાદ થઇજાય.

હરીઝન=અરે એકજ ક્યાં છે કે એક સાથે બે છોકરાં!

બેગમ સાહેબ=આતો બધી હુંસવાની વાત હતી પણ હવે હું તો તમારી સાથે મઝાક કરોશ, હું તમને મનાવું છું નહીં તો તમે મને મનવો.

હરીઝન=હા બ્હેન ! તકદીર તો મ્હારી સાથે લડી રહી છે હવે અધુરામાં પુરૂ કરવા તમે પણ લડો.

બેગમ સાહેબ=સાચે સાચું બોલજો નીકાહ થયા ગણી તમારે અને તમારા પતિ વચ્ચે તે વિશે કાંઇ પણ વાત ચાત થઇ છે ?

હરીઝન=નહીં.

બેગમ સાહેબ=હું તો શરમ સીફારસને છાપરે મુકી સાફ સાફ કહેનારીછું, ખોટું લાગે તો માફ કરજો. આતો તમારી ચોખી ભુલ છે કે શેખસલ્લી જેવા વિચાર બાંધી કે તેઓ (મોહમ્મદ જહાંગીર) આમ કહેશે તો હું આમ કહીશ તેઓ આમ કરશે તો હું આમ કરીશ આવા આવા નકામા પાયા વિનાના તર્ક વિતર્કો કરી ચાલ્યા ગયાં. મોહમ્મદ જહાંગીરે અને પ્રતિજ્ઞા પુર્વક કહ્યું છે કે મ્હારા મનમાં હફીજનની તરફથી રતીભાર પણ અભાવ નથી. જ્યાં સુધી હું જીવુંછું અને તેઓ જીવે છે ત્યાં સુધી એજ હેત ભાવ અને પ્રેમ ભાવથી હળીમળી રહીશું માટે હવે તમે તમારા મનમાં કોઇ પણ જાતનો ખ્યાલ ન લાવો, આ સઘળાં શોકતાની ખ્યાલે છે.

હફીજન=બેગમ સાહેબ! તમે જાણતા નથી શોક એતો એવી અગ્ની છે કે જેનો કાઇ સહન થઇ શકતો નથી તેઓના બીજા નીકાહ થવાના સમાચાર સાંભળતાંજ હું બાભરી બની ગઇ. અને મ્હારી એકનીજ આવી સ્થીતિ હશે? ના, ના, દુનીયામાં જે જે જોશો તે શોકપને કદી પસંદ નહીં કરે, અરે બીચારાં આપણે તો કોણ હજરતે રસુલે ખુદાસલના ઘરમાં એમ થએલ છે જે?

ખાનમ સાહેબ=માફ કરજો અત્યાર સુધી તમેદ બી જેઠાણી અરસ પરસ હંસી ઠઠો કરતા હતા તેથી હું ચુપ બેઠી હતી પણ જ્યારે હવે પયગમ્બરનું નામ આવ્યું ત્યારે

જ્હારે વચમાં બોલવું પડે છે, અરે બી હફીઝન ફરી તો કહો કે તમે છેલ્લું શું બોલ્યા ?

હફીઝન=હું બીચારી અજ્ઞાન શું આપની આગળ છુ-બ બોલી કેવી રીતે બોલી શકું ? શોકનો કામ તો કરી રૂ-ઝતો નથી, આખી દુનયામાં જોઇ લ્યોને આપણુંતો શું ? પયગમ્બરનાજ ઘરમાં જુવોની ?

ખાનમ સાહેબ=કયા પયગમ્બરના ઘરમાં ?

હફીઝન=મેં સાંભળ્યું છે કે હઝરતે ઇબરાહીમ અ૦ ની બીબી જનાબે સારાએ પોતાની હોંડી જનાબે હાજરા અ૦ને હમલ જાહેર થયું અને બચ્ચું જનમવાનો વખત પાસે આવ્યો ત્યારે જનાબે સારાએ તેઓને ઘરની બાહેર કાઢી મેલ્યા અને જનાબે ઇબરાહીમ અ૦ને કહ્યું કે આને એવી જગ્યાએ મુકીઆવો કે જયાં પાણી ન હોય, હઝરતે ઇબરાહીમ અ૦ જીબરઇલના દેખાડવાથી જનાબે હાજરા અ૦ને મકકાની જમીનમાં બેસાર્યા અને પોતે ચાલ્યા આ-વ્યા અને તેજ હાલતમાં હઝરતે ઇસમાઇલ અ૦ જન્મ પા-મ્યા જનાબે સારા અ૦નો શોકથકાહ નહતો તો શું હતું ?

ખાનમ સાહેબ=(દાતમાં આંગળી કરી) અરેરેર આવી કીરતીવાન બીબી માટે આવી બદગુમાની ? આને તો હસદ (ઇર્ષા) કહે છે, અને હસદ એતો ઘણીજ ખોટી અને બુરી વસ્તુ છે, હકતઆલા હસદની મઝીમ્મત ફરમાવે છે, તો આપણે એમ ન કહેવું જોઇએ કે જનાબે સારાએ

જનાબે હાજરા બઅન્ની સાથે હસદ કર્યો ખુદા જાણે કે એ- માં શું ભેદ હશે ? મોહદ્દશોની વાતો સાંભળી છે, મેં સાંભળ્યું છે કે હઝરતે હાજરાથી જનાબે સારાનો કાંઈ કસુર થયો હતો તેની શિક્ષામાં આ હુકમ આપ્યો હતો, જે બાબી ઉપર ખુદા પોતાનો હુકુક અને સલામ નાઝીલ કરે તેના સંબંધમાં શું એવી બદગુમાની થઇ શકે ખરી ! ખુદાને મંજુર હતું કે જનાબે ઇસમાઇલ અનો જન્મ મક્કામાં થાય અને તેઓના કદમની બરકતથી ઝમ ઝમના પાણીનો ઝરો (ઝરો) જારી થાય અને મક્કા શહેર આબાદ થાય અને બયતુલ્લાહનો પાયો નંખાય, તો જનાબે સારાનું એ કૃત્ય પરવરદીગારની મશીય્યત (ખુશી) પ્રમાણે હતું અને જનાબે સારા ઉપર ખુદાનો ઇતાબ (ગુસ્સો) આવ્યો નથી, આપણે તો નેક ગુમાન કરવો જોઇએ શરીઅતમાં બદ ગુમાન કરવાનો હુકમ નથી.

હફીઝન=એ વાતને પડતી મુકો ચાલો આપણા પયગમ્બરની બીબીયોમાં હસદ હતો કે નહીં !

ખાનમ સાહેબ=જેઓએ હસદ કર્યા તેઓએ ખોટું કર્યું, જુઓને આજ સુધી તેણીઓ દુન્યામાં વગોવાય છે, શું તમારે પણ તેમની પૈરવી કરવી છે !

હફીઝન=(હસીને) નઉઝોબીલ્લાહ તેઓની પૈરવી કરે મ્હારા બલા.

ખાનમ સાહેબ=અલ્લાહના લાખ લાખ શુકર કે તમે હંસ્યા, ખુદા તમને હમેશા હંસી ખુશીમાં રાખે, હવે જે બાબીયોની પેરવીનો દમ ભરવો જોઇયે તે બીબીયોનું હું કાંઈ વર્ણન કરૂંછું, જુઓ પયગમબરની બીબીયોમાં જનાબે ઉમ્મેસલેમા છે જેઓના વખાણ સઘળાં અહલે ઇ-સલામ કરે છે, અને હજરતે અલી અ૦ જનાબે ફાતેમા અ૦ની વફાત બાદ "ઝયનબ"ની દીકરી "અમામા"ની સાથે નીકાહ કર્યા, પછી હજરતે "અબ્બાસ" અ૦ની માતા જ-નાબે "ઉમ્મુલબનીન"ની સાથે નીકાહ કર્યા; અને હજરતે ઇમામે હુસયન અ૦ની બીબીયો જનાબે શહેરબાનુ અ૦ કે જેઓ જનાબે ઇમામે ઝયનુલઆબેદીન અ૦ની માતુશ્રી હ-તા, જનાબે ઉમ્મેલયલા અ૦ કે જેઓ હજરતે અલીઅકબર અ૦ની માતુશ્રી હતા, અને જનાબે રૂબાબ અ૦ હજરતે અ-લીઅસગર અ૦ની માતુશ્રી હતાં, આ સઘળી બીબીયો એક જ ઝમાનામાં હતીયો, પણ કદી તેઓ અરસ પરસ એક બીજીથી રંજીદા થઇયો નથી બલકે અરસ પરસના એક સરખા હેત ભાવથી પોતાનું જીવતર પુરૂ કરી અમર નામ મુકી ગઇયો અને એનુ મુળ કારણ જોઇશુ તો જણાશે કે તે સરવે બીબીયો પોતાના શવહરની ખુશીને ચાહતીયો હતી પોતાના શવહરની જે ખુશી તે તેણીયોની ખુશી હતી અગર તમારે આ સુ કીરતીવાન બીબીયોની પૈરવી કરવી હોયતો તમે પણ પોતાના ધણીની ખુશીની તાબેદારી કરો અને તમે જે પહેલાં કહ્યું કે એક બીજી હોવા છતાં બીજી

બીજી ફરજી ખુદાએ ફરજ કાંઈ નથી તે મેં માન્યું કે ફરજ નથી પણ તેમાં ગુનાહતો નથીને ? જે વાત ખુદાએ હલાલ કરેલ છે તે વાત ઉપર તમારે નાખુશ થવાનો શો હક છે ? બલકે હું તો બીહુંછું કે ખુદાએ હલાલ ઠરાવેલ વસ્તુની તમે વિરૂધ્ધતા કરવાના ઈરાદામાં કદાચ કુરાંન જાઓ, અને એ વાતતો સવ કોઈ ન્હાના મોહટા જાણે છે અને સુર્યસમ પ્રકાશીત છે કે સર્વજ્ઞ સર્વ શકતીમાન પાક પરવરદીગારે પુરૂષોને હાકીમ એટલે હુકમ ચલાવનાર બનાવ્યા છે, અને બીબીઓને પુરૂષોની તાબેદારી કરવા અને પુરૂષોને સુખ આપવા પેદા કરેલ છે આ વાતો તો પવિત્ર શરાની છે, હવે અનુભવની વાતો સાંભળો કે જે નજરો નજર જોએલ છે કે નેક બીબીઓ આવીઓ હોય છે, એક અમીરઝાદી ઘણુંજ ખુશ મીજાજના હતા તેઓની આસપાસ સર્વદા ઘણી બીબીઓનો ઝમઘટ મચેલો રહેતો, તે બીબી પોતાના પતી માટે પાન બીડીઓ બનાવતી તેઓને સારા સારા પકવાનો ખવાડતી અને પોતે માત્ર દાળ રોટલી ખાઈ સંતોષ માનતી, આ બીબી હમેશાં પોતાના પતીની ખુશીને ચાહતી પણ પોતાના પતીને અવલાદ નહતી તેથી તેઓ માટે એક બીજી બીબીની તજવીજ કરી અને તેના પોતાના પતી સાથે નીકાહ પઢાવી આપ્યા તે દીવસે તેણે સારામાં સારા અને ઉંચામાં ઉંચા કપડા પહેર્યા, માંગ ચોટીને સણગારી આંખોમાં સુરમો આંજયો, ઘરેણાં પહેર્યાં, કોઈએ પુછયું કે આજ આ શણ-

ગારનું શું કારણ છે ? તેણીએ જવાબ આપ્યો કાલથી મ્હારે સઘળાં વસ્ત્ર આભુષણ અને ઘરાણાંને વિદાય કરવાના છે, કાલથી આ સરવે ઘરાણા ગાંઠા અને લુગડા લત્તા જે જે આજે મ્હારા પતી પરણી લાવ્યા છે તેના ભાગમાં જશે, અલ્લાહતઆલાની મહેરબાની જુવો કે તેણીને તેજ રાતરે હમલ રહી ગયો, નવમાસ પછી એક ખુબ સુરત છોકરો જન્મ પામ્યો. વર્ષ પછી પેલી નવી વહુને પણ એક છોકરો થયો, તો હવે તમે મને કહો કે તમે કોનાથી રીસાઇને કોઇને પુછયા ગાછયા વિના તમારા પતિની રજા લીધા વિના તમારે ઘેર ચાલ્યા ગયા ? શું તમને તમારા પતીએ અથવા પેલી બીચારી નવી વહુએ અથવા તમારા સાસુ સસરાએ તમને કાંઇ કઠોર વેણ કહ્યાં હતાં ?

હફીઝન=હું શા માટે જુઠું બોલું ? મનેતો ન કોઇએ અક્ષરે કહ્યો છે ન મ્હારી સાથે કોઇની મુલાકાત થઇ છે, મેંતો નીકાહ કરવાનું સાંભળ્યું કે તરતજ મેં મ્હારા મનમાં વિચાર્યું કે મ્હારા પતિનો ભાવ મ્હારા ઉપરથી ઉતરી ગયો છે, જો ભાવ ઉતરી ગયો ન હોત તો શા માટે બીજા નીકાહ કરત ? હુંતો પરવરદિગારને એજ કહેતી હતી કે યા પરવરદિગારા મ્હારોતો એવો શો વાંક પડયો કે તેઓ મ્હારી સાથે આમ વરત્યા ? પછી મેં ત્યાં હલકા થઇ રહેવું ઠીક અને મુનાસબ ધાર્યું નહીં તેથી હું મ્હારા બાપને ઘેર ચાલી ગઇ અને મનમાં કહ્યું કે જે થવાનું હશે તે થશે.

ખાનમ સાહેબ=તમે શાણા અને સમજુ થઇ કેવી વાત કરોછો? તમે તમારા મનની શંકાને ખાતરી રૂપ માની લીધી આગળ પાછળનો કાંઇ વિચાર કર્યા વિના સાહસ કામ કર્યું, તેઓ ગમે તેટલાં નીકાહ છોને કરે તમને શું ખોટ જવાની હતી? હીંદુસ્તાની ભાષામાં કહેવત છે કે—યારકી યારીસે કામ હે યારકે ફેઅલોંસે કયા કામ હે? તમારા પતિ તમારી સાથે જેવી રીતે પહેલાં વર્તતા હતાં તેવી રીતે હમણાં પણ વર્તે તો પછી એમાં તમારૂં શું ઓછું થયું? વળી એ પણ વિચારવાનું છે કે પુરૂષો હમેશાં ઘરમાં રહેતા નથી બહાર જઇને નોકરીઓ કરેછે અથવા વેહેપાર ઇત્યાદીથી રોકી રાખેછે, વર્ષોના વર્ષો પરદેશમાં રહેછે તો શું તેઓની સાથે બીબીઓ ફરયા કરતીયો હશે? ખુદા જાણે બહાર તેઓ શું કરેછે? જ્યારે તેઓ પરદેશથી સ્વદેશ આવે અને જેવી રીતે આપણી સાથે પહેલાં વર્તતા હતા તેવી રીતે હમણાં પણ વરતે એટલે પત્યું પછી શી ગરજ પડીછે કે તેઓ પરદેશમાં શું કરતા હતા તે પુછીયે? આપણુ તો તેઓની ખુશી જોવી જોઇયે. ખુદાએ તઆલાએ અનાજપાણી લુગડાં લત્તાં તેલ મીસ્સી કાજળ ઇત્યાદિ આપણી સર્વે જરૂરીયાતો આપણા પુરૂષો ઉપર ફરજ કરેલ છે, અને આપણા ઉપર તેઓની તાબેદારી કરવી અને તેઓની ખુશી જાળવવી ફરજ કરેલ છે. તો જો આપણે તેઓની તાબેદારી ન કરીયે અને તેઓની ખુશી ન જાળવીયે તો આપણે અલ્લાહે ફરજ કરેલી બાબત તોડી અને તેની નાખુશી

જરૂરી લીધી અગર તેઓ મનાવવા આવે અને આપણે ન માનીયે જેથી તેને ગુસ્સો આવે તો જાણી જોઇને ખુદાના કામમાં ફસાઇયે. આ હકીકતમેં મ્હારી આંખે જોઇછે કે એક રઇસે પોતાના લગ્ન કર્યાં, ખુદા જાણે પહેલી રાત્રે તેની સ્ત્રીથી શું નાફરમાની થઇ કે તે રઇસે આખું ઉમ્મર તે સ્ત્રીનું મોંહ જોયું નહીં જેથી તે સ્ત્રીનો આખો ભવ બગડયો. બા.પ કાકા ઇત્યાદી સગાસ્નેહીયોએ તેને ઘણોએ સમજાવ્યો પણ તેણે કદી તેઓની વાત માની નહીં, તો હું પણ તમને કહુછું કે ફોગટમાં પોતાના જીવ પાછળ પડો નહીં અને તમારા પતિની મરજી આધિન રહો. જો કદાચ તમને તમારા પતી બોલાવવા આવે તો જરાએ આનાકાની વિના તેઓની સાથે ચાલ્યા જાઓ, અને જેવી રીત પહેલાં ગ્રહસ્થાશ્રમ ચલાવતાં હતાં તેવી રીતે હવે પણ ચલાવો અને જાણે કાંઇ થયુંજ નથી તેમ સમજો, અને પતીના મોં ઉપર તેની જરાએ ચર્ચા કરો નહીં, જાણે જાણતાજ નથી એવાં થઇ જાઓ. બલકે જો મ્હારી સલાહ પ્રમાણે ચાલવું હોય તો તમે તમારી કાકી સાસુની પાસે જાઓ અને નવી વહુની પાસે બેસો, તેઓની સાથે હશી ખુશીની વાતો કરો બલકે કોઇ સારી વસ્તુ પકાવીને તેઓ પાસે લઇ જાઓ અને તે નવી વહુના નામથી આપી આવો પણ તેમની રૂમરૂ તેમાંથી કેટલુંક તમે પણ ખાવા ટરો કે જેથી તેઓને કોઇ જાતનો વહેમ ન આવે. અગર તમારા ધણી તમને કાંઇ લગ્ન ઇત્યાદી વિશે સલાહ પુછે તો જરૂર

સલાહ આપ્યા કરો, અને જે કપડા રંગવાના ધોવાના અને સીવવાના હોય તેને પોતાના હાથથી રંગો ધુવો અને સીવો, અગર નવી વહુને તમારા ઘરમાં ઉતારેતો તેથી તમે આડું માનો નહીં તેને ખુશીથી ઉતારો અને તેની બનતી ખીદમત કરો, અગર તમારા કાકા સસરા તમારા ઘરમાં હરેફરે તો તમે તેઓના સામે કામકાજ કરવા લાગો પછી જુવો કે આનો કેવો સ્વાદ આવેછે અને સગાસ્નેહીયોમાં તમારી કેવી વાહવાહી થાયછે, તમે તમારા મનને દ્રઢ બનાવો અને ખુદાની મરજી આધિન રહી તે માલીકનો શુકર બજાવ્યા કરો.

હફીજન=એવું મનતો થવું મુશ્કેલ છે પણ આપના કહેવાથી જઇશ અને તેઓના દીલને અજમાવીશ. હા તેઓની મ્હારા ઉપર પ્રથમ જેવી પ્રીતિ હતી તેવી પ્રીતિ હમણાં જોઇશ તો આપ કહોછો તે પ્રમાણે કદાચ વર્તીશકું.

ખાનમ સાહેબ=ભલે એ ઠીકછે પણ—

બેગમ સાહેબ=હું તો પ્રથમથી કહી ચુકીછું કે મોહમદ જઅફરના મનમાં તમારી તરફથી જરાએ મેલ નથી, જો મ્હારા કહેવામાં કાંઇ ફેર પડે તો પછી મને તમારે કહેવું હોય તે કહેજો બલકે હું તો એ બાબત ઉપર પણ રાજી છું કે તમે તમારા પતી મને આપજો અને તમે મ્હારા

પતીને લઇ લેજો. *

હફીઝન=જાઓ ! જાઓ ! તમને તો મશ્કરીયોજ સુઝે છે, જ્યારે આપણા પારકા થઈ જાય તો પછી પારકાથી શી આશા રાખી શકાય ?

સંધ્યાકાળ સમયે મોહુમ્મદ જઅફર ગાડી લઇને આવ્યા, ગાડી બહાર ઉભી રખાવી તેઓએ અંત:પુરમાં બેગમ સાહેબને કહેવરાવ્યું કે મોહમ્મદ જઅફર પોતાની પત્નીને તેડવા આવ્યાછે, તેઓને આ ગાડીમાં સ્વાર કરાવી દયો, જ્યારથી તેઓ ગયા છે ત્યારથી અમારા ઘરમાં ચુલ્હો સળગ્યો નથી.

બેગમ સાહેબ હફીઝનને લઇને વંડામાં આવ્યા અને હફીઝનને ગાડીમાં બેસારી મોહુમ્મદ જઅફરને કહ્યું કે ભાઇ જોજો હો.તમે જે બાબત મને કહીછે તે વિરૂદ્ધ થવા ન પામે નહીંતો મને ઘણુંજ માઠું લાગશે.

મોહુમ્મદ જઅફરે પોતાને ઘેર પોતાની પત્નીને ઉતારી કહ્યું કે પોતાના ઘર સબંધી કામકાજ સંભાળી લ્યો અને મ્હારી તરફથી તમારા મનમાં જરાએ શંકા આણો નહીં. હું તમારી પ્રત્યે પ્રથમ જેવો હતો તેવોજછું અને એવોજ મને હમેશાં જોશો.

હફીઝને ખાણું પકાવ્યું. પોતે પોતાના પતિની સાથે

* " નાજી " કહેછે આ એક મશ્કરીની વાતછે, એમ કહેવાથી કાંઇ હરકત આવતી હોય એમ લાગતું નથી.

બેસીને જમી લીધું, તેના મનમાંની શંકા દૂર થઇ અને ખુશીખુશીથી રહેવા લાગી.

બાબી હુફીઝન એક દીવસ પોતાના કાકાસસરાને ઘેર ગઇ, તેણે પોતાની કાકી સાસુને સલામ કરી કેટલોક વખત બેસી આમ તેમની વાતો કરી હુસીનાને જનાનામાં મળવા જવાની રજા માગી. તેના કાકાસસરા તથા કાકીસાસુએ કહ્યું કે એમાં તમારે રજા માંગવાની હોય કે? જાઓ અંદર બેઠી હશે, પહેલાંતો તે તમારી નણંદ હતી હવે તે તમારી અહના લૈંડીછે, આ સાંભળી હુફીઝન જનાનામાં ગઇ હુસીનાને જોઇ તેના ઓવારણા અને બલાઓ લેવા લાગી તેને પાસે બેસારી પોતે બેસી આમતેમની આનંદી વાતો કરવામાં ગુંથાઇ પછી રજા લઇ ચાલી આવી. જ્યાં સુધી નવી વહુને વળાવવામાં આવી નહુતી ત્યાં સુધી હુફીઝન દરરોજ ભેટ માટે કોઇને કોઇ વસ્તુ રાંધીને તેની પાસે જતી અને સર્વેની સામે તેમાંનું થોડું પોતે પણ ખાઇ લેતી હુતી. એક દીવસ હુફીઝન જનાનામાં ગઇ ત્યારે ત્યાં કોઇ ન હતું એકલી હુસીના બેઠી હુતી. હુસીનાએ હુફીઝનના કદમ ઉપર પોતાનું શીશ નમાવી દીધું, હુફીઝને તેને ઉપાડી લઇ ગળે લગાડી ઓવારણાં લીધાં પ્યાર કર્યો અને કહ્યું કે પહેલાં તમે મ્હારા નણંદ હતાં હુવે તમે મ્હારાં સગાં બ્હેન છો, મ્હારી તરફથી તમે તમારા મનમાં કોઇ જાતની શંકા રાખશો નહીં, મ્હારે અને તમારે આખા ભવનો સાથ હેવાનોછે, તમે મને મોટટી બ્હેન સમજશો તોએ હું રાજીછું બરોબરની કે

લેંઠી સમજશો તોએ રાજીછું, બ્હેન તમે તમારે હીંડોળે બેસી હીંચકથા કરજો, ઘરના સરવે કામકાજ હું કરી લઈશ અને આ વાત હું બનાવટની રાહે કહેતી નથી મ્હારો ખુદા સારી પેઠે જાણેછે.

પ્રિય બ્હેનો ! તાળી બે હાથે વાગેછે કહી એક હાથે વાગતી નથી, જ્યારે એક જણી પોતાની શોકયના ઉપર આભાર કરે અથવા તેની સાથે નમ્રતા પૂર્વક ચાલે ત્યારે બીજીના મનમાં તેના આભારનો અને નમ્રતાનો જો કે તે કરતાં વધારેતો નહીં પણ સરખો બદલો વાળવાનો ભાવ ઉત્પન્ન થયા વિના રહેતો નથી. જ્યારે એક તરફથી સાચી પ્રીતિ અને મોહબ્બત દરશાવવામાં આવે ત્યારે બીજી તરફથી એવીજ પ્રીતી કેમ દર્શાવવામાં ન આવે? જો હળી મળીને અરસપરસમાં ચાલે એકે કામ કર્યું તો શું અને બીજીએ કર્યું તો શું એવું મોહટું મન રાખી પોતાના પતીની ખુશી શેમાંછે તે જાણી વર્તવામાં આવેતો મ્હારા ધારવા પ્રમાણે શોકયોને જે રોદણાં રડવા પડેછે તે રડવા પડે નહીં. સુખ મનની સાથે આધાર ધરાવેછે, જો એકજ સ્ત્રી ઉપર ઘરકામનો બોજો વધુ નાંખવામાં આવે અને બીજી શેઠાણી બની કાંઇ કામ ન કરતી હોય અને તે વિશે પોતાનો ભરથાર પણ તેને કાંઇ પણ કહેતો ન હોય તેવા બારીક સમયે જો તે સ્ત્રી પોતા ઉપર નાંખવામાં આવેલા બોજને નહીં ગણકારતાં ધૈર્યતા અને સંતોષ વૃતિથી ઉપાડી લે અને જેમાં પતી રાજી તેમાં પત્ની રાજી એ નિયમને અનુસરે અને તેમાંજ સુખ માને તો હું ખચિત કહુંછું કે પેલી

શોક્યની બની બેસનાર શોકયના મનમાં કામ કરનાર સ્ત્રી પ્રત્યે એક કુદરતી ભાવના ઉત્પન્ન થશે અને તરતજ તેના કામમાં મદદ આપવા તૈયાર રહેશે બલકે કેટલીક વખતતો આગ્રહ કરી તેને કરવાનું કામ પણ પોતે કરી લેશે, પણ જો એવા સંજોગ વચ્ચે જેના ઉપર કામનો બોજ નાંખવામાં આવ્યોછે તે ધૈર્ય ન ધરતાં અને સંતોષ ન રાખતાં બરબડયા કરે અથવા પોતાની શોકયનું ભુડું બોલે તો પોતાના મનને મિથ્યા દુઃખ અને શોકય તરફથી બરબડવાના ઉછાંછળા જવાબ અને ધણી તરફથી વધુ અભાવના શીવાય બીજુ કાંઇ કળાઇ શકશે નહીં, અને ઘરકંકાશ એટલો વધી પડશે કે કામ કામને ઠેકાણે રહેશે અને બન્ને શોકયો સારી પેઠે લઢીવઢી આખો જન્મારો ધુળ જેવો કરી નાંખશે, અને જો એવી લઢત વખતે બ્હારથી થાકેલો ધણી આવી પહોંચ્યો તો કાંતો એકને કાંતો બન્નેને લાચાર થઇ કંટાળી જઇ જુતીયોના માર શીવાય બીજો સરપાવ આપશે નહીં અને આવી રીતે આખોભવ બગડશે. માટે હળીમળીને ચાલવામાંજ સુખછે એ સીદ્ધાંત સરવે બ્હેનોએ સારી પેઠે યાદ રાખવું ઘટે છે.

મીરહુસયનઅલી=એ એક દીવસ મોહમ્મદ જઅફરને બોલાવીને કહ્યું કે હવે હું છોકરીને કયાં સુધી ઘરમાં બેસારી રાખું ? જો તમે તારીખ ઠરાવો તો તે તારીખે વળાવી દઉં. અને એ બાબત તમારી મરજી ઉપર આધાર રાખેછે ચાહોતો સેહરો બાંધી ધામધુમથી આવો અને ચા-

હોતો બેચારજણ સાથે આવી લઇ જાઓ, મરજી પડે તેમ કહો.

મોહમ્મદ જાઅફર=ઠીકછે હું આપને મ્હારાભાઇની સલાહ લઇને જવાબ આપીશ.

મોહમ્મદ બાકર=તમે એક વખતતો દુલ્હા બની ચુક્યા છો આ વખતે એટલી બધી ધામધુમ ન કરો તો ચાલશે જાય તેમતો છે પણ સ્ત્રીયોની હઠ ઘણી દ્રઢ હોયછે કદાચ તેણીયો ગરબડ મચાવે માટે જો આ વખતે દુલ્હા બની ધામ ધુમથી જાઓ તો તેમાં કાંઇ મ્હારા ધારવા પ્રમાણે તો હરકત નથી, પ્રથમ તો દુલ્હન (કન્યા)ની ડોલીને આપણા ઘરમાં ઉતારવી જરૂરછે પછી જોઇએ તો હમેશા તેણી પોતાના બાપને ઘેર રહે. આવી સલાહ લઇ મોહમ્મદ જાઅફર પોતાના ઘરમાં ગયા અને પોતાની પત્ની હફીઝનની સલાહ પુછી.

હફીઝન=શું તમે એવા કંગાળ અને ભીખારી બની ગયાંછો કે ઘરબાર વિનાના પરદેશીછો કે ડોલી તેમનાજ ઘરમાં ઉતારવામાં આવે? એતો શરમની વાતછે, બરાતનો થોડો ઘણો પણ સામાન કરવો જોઇયે તે વિનાતો નજ ચાલે અને દુલ્હનની બરીના જોડા પણ જરૂર બનાવીને લઇ જવા જોઇએ અને તમારે પણ એક દુલ્હાને છાજે તેવા કપડાં પહેરવા અવશ્ય છે, કેમકે તમે પરણેલાછો પણ તેઓની દીકરી તો કુંવારીછે તેથી કદાચ તે તરફનાં સ્ત્રીયો ખોટું માને અને ડોલી આપણે ઘેરજ ઉતારવીજ જોઇયે, બો તમારી

માતુશ્રી જીવતાં હોતતો શું ઉાલીને કેરવાને તેમનેજ ત્યાં ઉતારવા હેત કે ? એમાં મારી પણ બદનામી અને નામોશી છે તે છતાં તમારા મુરબ્બી તમારા બાબી ઈત્યાદીક તેઓને પુછી જુઓ. પછી મોહમ્મદ જઆફરે પોતાના બીજા સગાવહાલાંનો પણ મત લીધો જે હફીઝનના મતને મળતો હતો.

હફીઝન=હવે તમે મીરસાહેબના પત્ની બેગમ સાહેબને ત્યાં જાઓ અને તેમની સલાહ પણ પુછો, અને આજથી જોઈતો સરસામન એકઠો કરવા માંડો અને તારીખ પણ તેમનીજ મારફત ઠરાવતા આવો. જો બેત્રણ દીવસ પછી ન ઠરાવતાં ઓછામાં એછું સાત આઠ દીવસનું છેટું તો જરૂર પાડજો કેમકે મ્હારે કેટલીક ચીજો લખનઉથી મંગાવવાની છે, રંગવું ધોવું સીવવું ઈત્યાદી હજુ મ્હારે ઘણાં કામછે. મોહમ્મદ જઅફર પોતાના ભાઈને લઈને બેગમ સાહેબની પાસે આવ્યા અને સઘળી બીના કહી સંભળાવી અને તારીખ ઠરાવવા ઈત્યાદીનો દરખાસ્ત રજુ કરી.

બેગમ સાહેબ=પહેલાં એતો કહો કે તમારી પત્નીની વાતોમાંથી કાંઈ તેના અણુગમાનો વાસતો આવતો નથીને ?

મોહમ્મદ જઅફર=જ્યારથી તેણી તમારી પાસેથી આવીછે ત્યારથી જાણે તેની આદત પલટાઈ ગઈછે, કોઈ પ્રકારનો ન અણુગમો ન કાંઈ તે વિશેની ચર્ચા કાંઈ નહીં બલકે

ઉલટો તે મને સલાહ આપે છે કે આમ કરવું જોઇએ તેમ કરવું જોઇએ, ડોલી મ્હારે ત્યાં ઉતારવાનો અને ધામધુમથી ભરી ઇત્યાદી ચઢાવવાનો સર્વે જત્ન કરતાં તે વધારે આ-ગ્રહ કરેછે.

બેગમ સાહેબ=ખુદાના હજારો શુકરકે ખાનમ સા-હેબની શીખામણોએ તેનામાં પુરો અસર કર્યો નહીં તો તે હઠીલી માને કે?

અલ્લાહ અલ્લાહ કરો તમારી પત્નીએ જે સલા-હ આપી તે ઠીક અને તમે દુલ્હને છાજે તેવા લુગડાં પહેરો એટલે બીજી તમો ખુશ છો તેમાં તમને કાંઇ એબ નથી, ન પહેરવામાં આવે તો તેને કોઈ જાતનો રોગ ઠેરાવશે, અને દુલ્હનને જરૂર પોતાને ઘેર ઉતારો. અને મ્હારે જે જે જરૂરી ચીજોનો ખપ પડશે તે લખતા જાઓ હું ઉતરવું છું પછી એક દીવસની મેહમાની ઇત્યાદી અને જોઇતો સરસા-માન સાધારણ રીતે ઉતરાવી કહ્યું કે મોલવી સાહેબ જે તારીખ કહે તે તારીખ મુકરર કરો.

મોહમ્મદ જઅફર=મ્હારે મીર સાહેબની પાસે આવ્યા સઘળી બીના થઇ તે કહી સમજાવી, મીર સાહેબે જે મત મોહમ્મદ બાકીરે આપ્યો હતો તેને ટેકો આપ્યો, મોલવી સાહેબને બોલાવવામાં આવ્યા; રબીઉસ્સા-નીમાં તારીખ મુકરર થઇ. મોહમ્મદ જઅફર ઉતારેલું લી-ષ્ટ લઇ ઘેર આવ્યા અને પેલું લીષ્ટ પોતાની બીબીને આ-પ્યું. પછી તારીખ અને ટાંકવાની શરૂઆત પોતાની બીબીએ

ને કહી તેઓ પોતાના કાકાના ઘેર આવ્યા.

મોહમ્મદ બાકીરે=પોતાના કાકને કહ્યું કે મોલવી સાહેબે રબીઉસ્સાની માસની શરૂઆતમાં તારીખ ઠરાવીછે, અને બરીબરાતનું ન આવવું અને ડોલીનું અહીંને અહીં જ ફરી ફરી ઉતરવું આ બે નામંજુર રાખેછે, અને આ તમારા દાસને પણ એ જરા ઠીક લાગતું નથી, આપના સદકાથી અલ્લાહ તઆલાએ સર્વે કાંઇ આપ્યું છે.

મીર હુસૈનઅલી=ખુદા તમને ખુશ રાખે અને તમારી તૌફીકને વધારે, તમારી જે ખુશી હોય તે મને મંજુર છે, બરીબરાત લાવો મ્હારી આંખો અને માથા ઊપર પણ એટલું ધ્યાન રહેકે જ્યારે તમે બરી લાવશો ત્યારે મ્હારે પણ બદલો વાળવો પડશે તે વખત મોહુમ્મદ જઅફર જોડા પહેરવામાં આનાકાની ન કરે તેમને પહેલાંથી પુછી લ્યો.

મોહમ્મદ બાકર=આપે અર્પણ કરેલ તબરરૂક તેઓ ન પહેરે એ શી વાત છે?

મીર હુસૈનઅલી=પોતાની દીકરીના ખ્યાલમાં રહીને કહેવા લાગ્યા કે ચોથી લેવા કોણ જશે!

મોહમ્મદ બાકર=આ તમારો દાસ ક્યા દીવસે કામમાં આવનાર છે? હું મીરસાહેબના દીકરા અબરાર હુસૈનને લઇને જઇશ. અર્થાત-જ્યારે સર્વે બાબતો મુકરર થઇ અને બન્ને ભાઇ ઘેર પાછા આવ્યા ત્યારે જરૂરીયાતી

ચીજો જે ઘરમાંથી નીકળી તેના જુદા ફડચો લખ્યો, અને જે વસ્તુઓ લખનઉથી મંગાવવાની હતી તે લખનઉથી મંગાવી. તાત્પર્ય—સર્વે સામગ્રી તૈયાર કરી દીધી. ટાંણુ આવી પહોંચ્યું સરવે સગાવ્હાલાઓ અને સ્નેહીયો પધાર્યા. મોહમ્મદ જઅફર અસ્વાર થયા વરઘોડો ચઢયો. મકાન ઉપર આવ્યા હુકો પાનસોપારી અત્તર ગુલાબ ઇત્યાદી વસ્તુઓથી ખાતર કરવામાં આવી, થોડી રાત બાકી રહી એટલે ડોલી રૂખસત થઇ મોહમ્મદ જઅફરના ઘરમાં ડોલી ઉતારવામાં આવી જેજે રસમો અને રીતો હતી તે બજાવવામાં આવી, હફીઝને પચીસ રૂપીયા અને એક અશરફી રૂમાલમાં બાંધીને પોતાના પતીના હાથમાં આપ્યો. પછી જે થવાનું હતું તે થયું. બીજે દીવસે મોહમ્મદ બાકર અને મીયા અબરાર હુસયન અને બીજા કેટલાંક સગાવ્હાલાં ચોથી લેવા માટે આવ્યા.

દુલ્હન પોતાને બાપને ઘેર જવા માટે રૂખસત થઇ, મોહમ્મદ જઅફરે પોતાને સાસરે જતી વખતે પોતાની પતી હફીઝનને કહ્યું કે મને ત્યાં રહેવા માટે આગ્રહ કરવામાં આવશે પણ હું તેવી બાબતો માનતો નથી સવારમાં ચાલ્યો આવીશ

હફીઝન=(હાથ જોડીને) નહીં, નહીં, પ્રાણાધાર! આપ ત્યાં સાત દીવસ સુધી બરાબર રહેજો નહીંતો મ્હારા બાપ નામોશી આવશે, હું આપને મળવા માટે ત્યાં આ-

વળી રહીશ. અને તમારો જો જીવ ગભરાય તો દીવસના
વખતે અરધો કલાક અત્રે આવતા રહેજો.

મોહમ્મદ જઅફર=સાત દીવસ સુધી પોતાના સા-
સરીઆમાં રહ્યા, જ્યારે રજા લઇ વિદાય થવા લાગ્યા ત્યારે
મીરહુસેનઅલીએ મોહમ્મદ બાકર અને મોહમ્મદ જઅફર-
ના હાથમાં એક સ્ટાંપવાળો દસ્તાવેજ આપ્યો જેમાં તેઓ
ની મીલકતમાંની કેટલીક વસ્તુઓ મોહમ્મદ બાકરને નામે
ચઢાવી હતી અને બાકીની સર્વે સ્થાવર તથા જંગમ મીલ-
કત પોતાની દીકરી અને જમાઇરાજના નામે લખી હતી.

જ્યારે લગનના સર્વે રીવાજો પુરાં થઇ ગયાં અને શરમ
અને લાજ ઇત્યાદી ધીમે ધીમે છુટી ગઇ ત્યારે હુરીઝાન અ-
ને હુસીના વચ્ચે એવી પ્રીતિ બંધાઇ કે એક બીજાને જોયા
વિના ચાલે નહીં અને એક વિના બીજો ખાણું ખાય નહીં.
થોડાંક સમય પછી હુરીઝાનને ગર્ભ રહ્યો, નવ માસ થયા
ત્યારે પુત્ર સાંપડયો લગ્ન થયાને દોઢેક વર્ષ એટલો સમય
વિત્યો એટલે હુસીનાને પણ ગર્ભ રહ્યો અને તેણે પણ પુત્ર
નો જન્મ આપ્યો. આવી રીતે તેઓ હળીમળી અતિ શાંત
અને સુખી દીવસો ગાળવા લાગ્યા. અને શરમ પ્રમાણે
આલમનું સુખ પામ્યા.



# પ્રકરણ ૧૭ મું.



## ઘરવ્યવહાર કેવી રીતે કરવો !

એક દીવસ બેગમ સાહેબે ખાનમ સાહેબને કહ્યું કે મ્હારા ઘરનો બંદોબસ્ત ઘણોજ ખરાબ છે. જયારે મ્હારા લગ્ન થયાં અને ઘરને લગતો સઘળો વ્યવહાર મ્હારે શિર પડયો ત્યારથી મેં કાંઇ વધારો ઘટારો કર્યો નથી. જેમ ચાલેછે તેમને તેમ ચાલવા દઉંછું અને હવે તો તદ્દન ખરાબ સ્થીતિમાં આવી પડયો છે અને તો વારંવાર એવી ધાસ્તી રહેછે કે કાંઇ મીરસાહેબ એવો વિચાર ન કરે કે મ્હારી બીબી ઘરસબંધી કામકાજમાં ધ્યાન દેતી નથી અને જેમ આવે છે તેમ ચલાવે છે અને પડયું ત્યાં સડયું એવો ઘાટ રાખે છે, અને અગર તેઓને કદાચ એવો ખ્યાલ આવ્યો કે તે ગરસામાન વેચી વેચીને તેના નાણા પોતાની ગાંઠે બાંધે છે તો તો પછી કુવો ભરવું પડશે, અને એ શરમને લીધે હું ઉંચુ જોઇ શકતી નથી તેઓની મ્હારા ઉપરની પ્રીતિ અને મોહબતના કેટલા વખાણ કરૂં ! કદી તેઓએ મને પુછયું પણ નથી કે તમે આ શું કરોછો ? મ્હારામાં તો બસ કાયરતા અને આળસે ઘર ઘાલ્યું છે અને મ્હારાથી મેહનત થઇ શકતી નથી. અગર એક ચીજ પડી હોય છે તો ચાર દીવસે પણ ઉપાડતી નથી. અને જો ઉપાડવી પડે

છે તો એવો ફંટ.ળો ઉપજે છે કે કાંઇ કહેવાની વાત નહીં,

ખાનમ સાહેબ=વારીજાઉં, મ્હારા મનમાં તે વિશે તમને ટોકવાનો ક્યારનો વિચાર રગ્યા કરતો હતો પણ શું કરૂં કહેવાનો લાગ જોતી હતી. જ્યારથી હું આવીછું ત્યારથી તમારા ઘરમાં એટલો ગૈરબંદોબસ્ત અને અંધાધુધી જોઉંછું કે તે જોઇને મ્હારૂં કલેજું પાકી ગયું અને આપને તે તરફ જરાએ ધ્યાન દેતાં ન જોઇ વધુ ને વધુ ગન બળતું હતું. તમને કહેવાનું ઘણુંએ કરતી હતી પણ બોલાતું ન હતું. જોકે હું જાણુંછું કે શરતાને મને તેવી નેઃ બાબતથી અટકાવી, અને એક મોઅમિનનું નુકશાન થતું જોઇ ચુપ બેસી ન રહેતાં તે વિશે તેને કહેવું વાજીબ છે જેમકે શેખ સઆદીએ કહ્યું છે કે—

ચુ મીબીનીકે નાબીનાઓ ચાહસ્ત*
અગર ખામોશ નશીની ગુનાહસ્ત*

જ્યારે તું જુવે કે એક આંધળો છે અને તેની આગળ કુવોછે ત્યારે જો તું તેને તેથી ન ચેતવે તો ગુનાહ છે.

તે.પણ હું કહી શકતી નહીં. ચાલો આજ કુદરતી તમેજ એ વાત છોડી દીધી હું રોજ અચંબો એ પામતી હતી કે તમે એવી વાતોનો ખ્યાલ કેમ રાખતા નથા. હું રોજ જોઉંછું કે જનાના અને મરદાનાના મળી ૫૦ માણસેઃ ખાનાર હશે. તેઓ માટે કેટલોક આટો શા મણ ચોખા અને પાંચસેર ગોશ્ત એકદર વપરાય છે તો આટલા બધાનું શું થાય છે? કાંઇ સમજ પડતી નથી. અગર માણસ દાક

સેર અનાજ રાખીએ તોપણ સવામણ થાય છે બાકીનું સર્વે કયાં જાય છે? પોરસાને પોટલા નોકરો અને લોંડીયો પોતાને ઘેર લઇ જાય છે, ગયા મહીનામાં મેં જોયું કે આઠ ઘડા ઘી આવ્યું પાંચશેર ગોશતમાં અગર શેર જેટલું ઘી વપરાય તો અરધોમણ થયું બાકીનું કયાં ગયું? અને બીજી પરચુરણ ચીજો જેવી કે દુધ દહી એનોતો હીસાબજ નથી, આ સર્વે કયાં જાય છે? શું થાય છે? તેનો કાયરતા તજી તમારે ખ્યાલ રાખવો જોઇયે. હા આટલું ખરચતો રાજ-રજવાડાઓમાં થતું હશે તો પણ તેઓની રાણીયો પાસેથી એવાં ખરચોમાંથી બચાવેલાં કેટલાંક રૂપીયા નીકળે છે, પણ તમે તો આટલું બધું ગેરવ્યાજબી ખરચ હોવા છતાં એકપાઇ પણ બચાવી શકતા નથી, ગજબની વાત છેના? ધણી જાણે તો કેટલાં નાખુશ થાય અને ઇસરાફ (નકામો ખરચ) થવાથી અલ્લાહ કયાંથી બરકત આપે? ઇસરાફ કરવાનો તો મહા મોહટો ગુનાહ છે, અને આપે વાતોના પ્રસંગમાં કહ્યું કે અગર કોઇ અશરાફ વ્યવસ્થા કરનાર મળે તો આ સઘળા કામકાજો તેને સોંપી દઇ મોકળી થાઉં. એ તમારી ભુલ છે કેમકે જે કામ માલીકોને કરવા-ના છે તે બીજા કરી શકતા નથી વરસોનો બગડી ગયેલો નીયમ પારકાથી સુધરી શકે ખરો કે? જુના પુરાના રીવા-જ મટાડવા અને નવા દાખલ કરવા એ ખાસ તમારૂજ કામ છે પારકાથી એમાં કાંઇ ન બને, પણ આવી ગયરૂ વ્યવસ્થા જોઇને હુજુ તમારો આંખ ઉપર એવો ગને આ-

શા પડતી નથી, આપ નોકર ચાકરોને સુરૂવ્વતથી કાંઇ કહીશકવાના નથી.

બેગમ સાહેબ=નહીં. નહીં. આપ જે પ્રમાણે કહે. શો તે પ્રમાણે વર્તવા હું તઇઆર છું.

ખાનમ સાહેબ=અગર તઇયાર છો તો હું તમને યુકતી બતાવું છું કે આપની મુરૂવ્વત પણ જળવાય અને તમારૂ ધારેલુ કામ પણ સિધ્ધ થાય, આપ મીર સાહેબને ખાનગીમાં કહેજો કે તેઓ બે એક કલાક અંદર જનાનામાં આવીને બેસે, પ્રથમ તો તેઓ આપ ઉપર પણ અને ઘરના લોંડા લોંડીઓ ઉપર પણ કોધાયમાન અને ગુસ્સે થાય અને લોંડી લોંડા દાયાઓ આયાઓ મામાઓ ઇત્યાદી જેઓનું ખાણું પીણું અહીં છે તેઓનું વજન કરાવવાનો હુકમ કરે કે આટલુ તોલ ખાણું તેઓને મળે અથવા તેઓને રાંધ્યા વીનાનું અનાજ તોલથી આપવાનું ઠરાવે અથવા દરેક રૂતુમાં આટલું આપવું એવો ઠરાવ બાંધે, અને ગોશ્ત ઘીનું પણ પ્રમાણ ઠરાવી દે કે આમ કર્યાથી મારા ધારવા પ્રમાણે બરાબર બંદોબસ્ત ચાલશે, અને ઇસરાફ થવા પામશે નહીં, અને મ્હારા ધારવા પ્રમાણે આ સઘળો બંદોબસ્ત અસાની બેગમ કરી લેશે તે જનાબ મીર સાહેબના મિત્રની વિધવા છે આપના ઘરમાં રહેછે અને તેને ખોરાકી પોશાકી આપજ આપો છો તેનું ન ઘર છે ન છોકરાં છઇયાં છે, વળી બીચારી મોઅમેના નમાઝની પાબંદ છે તેમજ સાચી અને પ્રમાણિક છે, તેનો કાંઇ બોજો આપ

ઉપર પડશે નહીં પણ તે સાથે શરત એટલી છે કે તમારે થોડા દીવસ તન તોડી મેહનત કરી ગાડી સરાડે ચડાવવી પડશે, આપને ત્યાં એટલી લોંડીયો ભરેલી છે પણ હુંસવા બોલવા અને હુકમ હુકા શીવાય તેઓનું બીજુ કાંઇ કામજ જણાતુ નથી, તેઓના માથે દળવા ખાંડવાનું કામ નાખો અને જો એ કામ ન હોય તો તેઓને કપાસ કુટી રૂ કાઢવા બેસારો અને રૂમાંથી સુતર કાંતવાનું કહો અને તેજ સુતરના થાન વણાવરાવી તેઓના લુગડાં બનાવી આપો, અને જો તેણીયો આવા કામ કરવાનો ઇનકાર કરે તો તેઓને કાઢી મુકો, અને જે જે કાજમાં આપની બેગમ ભરાશે તે કામમાં હું તેની મદદ કરીશ. જ્યારે એક નિયમ બંધાઇ જશે ત્યારે પછી કોઇ જાતની મેહનત કે તકલીફ પડશે નહીં, પણ મ્હારી પાસે મુનાસબ એ છે કે સાંજરે ખાણું વહેંચાવવા માટે હમેશાં આપે બેસવું જોઇએ, અને હું સાંભળુ છું કે આપને ત્યાં જે ગાયો ભેંસો ઇત્યાદી છે તેના દુધ માખણનો કાંઇ હીસાબ રહેતો નથી.

બેગમ સાહેબ=હું ગાયો ભેંસોનો હાલ જાણતી નથી કેમકે તે બહારની સાથે સંબંધ ધરાવે છે, હું આજ મીર સાહેબને વાત કરીશ, જો અલ્લાહની મરજી હશે તો કાલથીજ સઘળો બંદોબસ્ત શરૂ થશે, જ્યારે મીર સાહેબ આવ્યા ત્યારે બેગમ સાહેબે સઘળી વાત કહી સંભળાવી.

મીર સાહેબ=ખુદાએ તઆલા ખાનમ સાહેબને જઝાએ ખયર આપે, જો તેઓની સલાહ પ્રમાણે કામ કર

ણામાં આવશે તો આશા છે કે મ્હારૂં ઘર સારી પેઠે સુધરી જશે, પછી તેઓએ સરવે લોંડીયો અને લોંડાઓને બોલાવ્યા અને તેઓની રૂબરૂ બેગમ સાહેબને ઘણાજ ઠપકો આપ્યો કે આજ સુધી હું તમારે ભરોંસે રહયો પણ ઘરનો કાઇ બંદોબસ્ત જોયો નહીં હવે મને ખાત્રી થઈ કે તમો આ હરામઝાદા લોંડા લોંડીયોના ભરોંસે રહ્યા તમે પોતે કાંઇ ધ્યાન આપ્યું નહીં, આ હરામઝાદીયોએ મળીને મારૂં ઘર લુંટી ખાધું, રોજ આટલું બધું અનાજ ઘી ઇત્યાદી બહારથી અંદર આવે છે તે જાય છે કયાં ? હું શું કરૂં જો મને ખબર પડી હોતતો હું તમારા ચામડા ખેંચાવી નાંખત પણ શું કરૂં તેમાં વાંક બેગમ સાહેબનો છે, તેઓએ તમારા ઉપર કઈ હાંક રાખી નહીં, જો તમારા ઉપર હાંક અને ખાંખત રાખત તો આ પ્રમાણે થવા પામત નહીં, જાઓ આટલો ગુનાહ માફ કરૂં છું જો હવે તમારે જાડા લુગડાં અને બાજરાના રોટલાં ખાવા મંજુર હોય અને જેમ બીજા જમીનદારોના ચાકરો રહે છે તેમ રહેવું પસંદ હોય તો અમારે ત્યાં રહો અને નહીં તો કાળા મોઢા લઇ અહીંયાથી ચાલ્યા જાઓ મને તમારા જેવા બીજા સેંકડો ચાકરો મળશે.

ચાકરડીયો=અમને કોઇએ કોઇ કામ કરવાનો હુકમ આપ્યો હોત અને અમે ન કરત તો ગુનેહગાર થતે પણ અમે તો કામ કરવાને અને તમારો હુકમ માનવાને હાજર છીયે જે મળશે તે ખાઇશું અને પહેરીશું અને જેવી રીત

રાખશો તેવી રીતે રહીશું, અમે આપનું ઘર છોડીને ક્યાં જવાના છીયે ?

મીર સાહેબે અમાની બેગમને બોલાવીને કોઠારની કુચીઓ આપી કહ્યું કે તમે બેગમ સાહેબ અને સરવે લોંડીયા સાંભળો, હું કોઈ બાદશાહ વજીર કે અમીર હું નહીં માત્ર જમીનદાર હું, જવાર કોદડા ઇત્યાદી અમારો હલકો ખોરાક છે તમે સરવે અહીંયાનીજ છો કાંઇ પરદેશી નથી, તમારામાંની દરેકને દર માસે ત્રીસ શેર કાચુ અનાજ આપવામાં આવશે.

ચાકરડીયો=ખુદાવીંદ જ્યારે અમોને ત્રીસ શેર કાચુ અનાજ મળશે ત્યારે ખાંડવા દળવામાંથી ભુસો અને ફોતરા નીકળી જસે તો પછી બાકી કેટલું રહેશે ?

મીર સાહેબ=ઠીક એક મણ કાચુ અનાજ મળશે.

ચાકરડીઓ=એ અમને મંજુર છે પણ એટલી મહેરબાની કરો કે જે ઘઉં અમે દળીયે અને જે અનાજ ખાંડીયે તેની દળામણી ખંડામણી તમે બીજી સ્ત્રીયોને જે આપતા હો તે અમોને આપજો.

મીર સાહેબ=મ્હારે કબુલ છે પણ ફુરસતના વખતે તમારે કપાસ કુટવું પડશે અને સુતર કાંતવુ પડશે.

ચાકરડીયો=અમને મંજુર છે અમે બધુ કરીશું, બેગમ સાહેબે પ્રથમ ઘરની ચાકરડીયોને તેઓને મહીને મહીને જેટલું અનાજ આપવાનુ કહ્યું હતું તેટલું આપી દી-

હતું, ત્યાર પછી જેટલું દળવા ખાંડવાનું હતું તેટલું તેણી લોન્ડીને આપ્યું અને જેટલું વધ્યું તેટલું આખાની બેગમને સોંપી દીધું.

પછી મીર સાહેબે બાહારના જેટલાં નોકરો ચાકરો હતા તેઓનો પણ બંદોબસ્ત કરી દીધો અને દરેક બાબતોનો નીયમ બાંધી આપ્યો.

ખાનમ સાહેબ=મીર સાહેબ મારે આપને એક વાત કહેવાની છે, મેં સાંભળ્યું છે કે આપને ત્યાં દસ બાર ભેંસ પંદર વીસ ગાયો બાર પંદર બકરીયો છે,

મીર સાહેબ=હા છે પણ કોઇ તેઓની ખબર અંતર લેતું નથી.

ખાનમ સાહેબ=કેમ કોઇ ખબર અંતર લેતું નથી? શું તમારે ત્યાં નોકર ચાકર નથી? આપ આપના નોકરમાંના એક માણસને માત્ર તેજ કામ માટે મુકરરર કરી દયો અથવા એક આહીર એટલે ભરવાડને નોકર રાખી દયો, જ્યારે આવી રીતે રાખો છો તો પછી તે ઢોરાં રાખવા નકામાં છે વેચી નાખવા બેહતર છે અથવા ખુદાની રાહમાં આપી દયો, ભેંસોનો બંદોબસ્ત કેવી રીતે કરવો તેઓને કેવી રીતે પાળવી એ ઉપરથી મને એક ન્હાની સરખી વાત યાદ આવી તે એ કે બે ભાઇ હતા તેઓ જાતે રજપુત પન જન્મથી ખ્વાજાસરા હતા, તે બન્ને જણાઓને બાદશાહે પોતાની તરબીયત અને તઆલીમ આપી, એક

ભાઇનુ નામ મોહુનરમ હતું જે “ ગોલાગંજ ” માં રહેતો હતો, અને બીજાનુ નામ મોહુતસીમ હતું. ત્યાંની બે મા તેઓનેજ સોંપવામાં આવી હતી આ બન્ને ભાઇઓને ભેંસોનો અને ઘોડાઓનો અત્યંત શોખ હતો, એક વખત તેઓની પાસે ચાર ભેંસો હતી, તેઓએ તે ભેંસોની રખે વાળી કરવા એક આહીર નોકર રાખ્યો હતો, અને તે ચારે ભેંસો માટે તેઓએ જુદા જુદા ચાર ખાબોચીયા કીચડથી ભરેલા બનાવી રાખ્યા હતા અને એક વાડો બનાવ્યો હતો જેમાં તે ભેંસો બાંધવામાં આવતી હતી, જ્યારે તે ભેંસો ખાઇ પીને તૃપ્તી થતી ત્યારે પેલા ખાબોચીયાઓમાં કુદી પડતી, ભીસ્તીયો દરરોજ આવીને તે ખાબોચીયામાં પાણી નાંખતા હતા, ભેંસો માટેનો આવો બંદોબસ્ત હોવાથી તેણીએ દુધ પણ એટલું આપતીઓ હતી કે આજ સુધી કોઇ ભેંસે એટલું દુધ આપ્યું હોય એમ સાંભળ્યું નથી, અને તેઓ દુધને ઉપયોગ પણ એવો કરતાં કે જરાએ નકામુ જવા પામે નહીં, તેના ઘી ની જે કીંમત આવતી હતી તેમાંથી તેઓ આહિરને મહી- નાનો પગાર આપતા હતા, અર્થાત આવી રીતે માત્ર ચાર ભેંસનોજ બંદોબસ્ત રાખવાથી તેઓ મ્હોટા વેપારી થઇ ગયા હતા.

અને તેઓને ઘોડાનો શોખ હતો તેથી તેઓ નિર્બળ ઘોડા ઓછી કીમતે ખરીદતા હતા અને તેને ખવરાવી પીવરાવી સારી પેઠે તૃપ્ત કરી વેચતા હતા, તેઓને કેળ-

ળવા માટે તેઓએ એક ચાબુક સવાર નોકર રાખ્યો હતો, તે ચાબુક સવાર નિત્ય ઘોડાઓને કાવો દેતા હતા, જ્યારે ઘોડાઓને પરશેવો થતો હતો ત્યારે તેઓ ઉપર પંખો નાખતા હતા, જ્યારે કોઇ ખરીદાર આવતો ત્યારે તેને વેચી નાખતા હતા તેઓ દોઢસો બસોથી ઓછી કીમતનો ખરીદતા નહીં અને સાતસો આઠસોથી ઓછી કીમતે વેચતા નહીં, તો તમે પણ આવો બંદોબસ્ત કાં કરતા નથી ? જે ભેંસો સારી પુષ્ટ અને નવી હોય તેને રાખો અને જે સારી નહોય તેને વેચી નાંખો અને તેની જે કીમત આવે તેની બીજી સારી ખરીદી લ્યો, દસ નઠારીનીં જગ્યાએ ચાર સારી રાખવી ઠીક છે, જેટલી ગાયો છે તેને સારી પેઠે ખવરાવો પીવરાવો અને જે ગાયો દેશી હોય તેને કોઇ ગામડામાં મોકલી આપો કે જ્યાં તેને સારી પેઠે ચરો મળે, તેઓના માટે આહીર મુકરરર કરી રાખો કે તેઓ તેઓને લક્ષ આપી ચરાવે અને સાંજરે ભુસો અથવા ઘાંસ ખવરાવા પીવરાવામાં કાળજી આપે જ્યારે તે ગાયોને અવસાદ થાય ત્યારે જો તે માદા હોય તો ત્યાંજ રહે અને જો બછેરા હોય તો તેને અહીં મોકલી આપે, આવી રીતે કર્યાથી તમારા આખા ઘરનો કારભાર સુધરી જાશે અને આજે અંધાધુંધ ચાલે છે તે પછી નહીં ચાલે.

મીર સાહેબ=આપની આ સલાહ મને પસંદ આવી ઇનશાઅલ્લાહ જો અલ્લાહ ચાહશે તો એમજ કરીશ.

ખાનમ સાહેબ=વળી મેં સાંભળ્યું છે કે તમારી મીલકીયતની કેટલીક વાડીયો પણ છે જેમાં બાગબાન નો-

કર છે, બળધો ઇત્યાદી સરવે કાંઇ છે તો મેં આપને ત્યાં
માગંગીયો દાડમ ઇત્યાદી બીજા મેવાઓ આવતાં તો જોયાં
પણ કોઇ દીવસ શાક ભાજી આવી હોય તે જોયું નથી,
આપને ત્યાં હરરોજ શાક ભાજીના પઈસા ખરચ થાય છે

મીર સાહેબ=હા જરૂર બાગ બગીચા તે માટેના
નોકર ચાકર બળદ વીગેરે સઘળું કાંઇ છે, એ એક વખતે
અમે શલગમ ચકુન્દર ઇત્યાદીના બીજ મંગાવી વાવ્યા પ-
ણ તે નકામા ગયા અને જે જે ઉગ્યુ તે નકામુ ઉગ્યુ તેથી
તે ઉપરથી જીવ ઉઠી ગયો, પછી તે માટે કોશીશ કરી
નથી એટલે શાક ભાજી આવતી નથી.

ખાનમ સાહેબ=હું ઘણું અચંબો પામું છું કે તમા-
રી વાડીયોમાં શાક ભાજી ન ઉગે, લખનઉની વાડીયોમાં-
થી જે ગાજરી શલગમ અને ચકુન્દર ઇત્યાદી આવે છે તેના
વાવનારા શું ફીરીશતા હશે ? શું તેમાં કાંઇ કાંઇ કરામત
હશે ? તે વાવનારા પણ માણસો છે, ભોંયને કેવી રીતે
પાણી વાળવો તેને કેવી રીતે ખેડવા ઇત્યાદી કામોમાં તો અંગ-
રેજો કેવી રીતે ઉસ્તાદ છે તેઓએ તે વીશે ઘણાં પુસ્તકો
લખ્યાં છે જેના તરજુમા થઇ ગયાં છે તમે પણ એક તર-
જુમો મંગાવી લ્યો અને તે ઉપર અમલ કરો પછી જુઓ
ઉગે છે કે નહીં, એ વાડીમાંથી જે મેવા શાક ભાજી ઇત્યા-
દી આવે તેને ઘરમાં ખાઓ પીયો અને બાકી જે વધે તે-
ને વેચી નાખો તેની જે કીમત આવે તે બાગબાનોના પગા-
રમાં આપો વળી જે વધે તેમાંથી બળદોનો દાણો પાણી
પણ નીકળશે.

મીર સાહેબ=આપે કહ્યું એ પ્રમાણે હું સર્વે બંદોબસ્ત કરીશ પણ મેવાઓનું અને શાક ભાજીઓનું વેચવું અહીંયા અયબ તરીકે ગણાય છે.

ખાનમ સાહેબ=જે ચીજ આપણી જરૂરત કરતાં વધારે હોય તેને વેચવામાં શો અયબ છે ? મફતના ખાનાં રાઓએ પોતાંના લાભઅર્થે આ ઠીક વાત ઉભી કીધી છે ! ખેતરોમાં જે અનાજ પાકે છે તે જરૂરત કરતાં વધારે હોય છે તો જરૂર વેચી નાખવામાં આવે છે તો પછી શાક ભાજી વેચવામાં અયબ શાનો ?

મીર સાહેબ=રઇસો અને અમીરોએ શાક ભાજી વેચવી અયબ તરીકે ગણાય છે,

ખાનમ સાહેબ=મને તો એમાં કાંઇ એબ ઐબ દેખાતો નથી, જો તમને પસંદ નહોય તો હું તમને એક બીજી યુકતી બતાવું તે એ કે જેટલું જરૂરત કરતાં વધારે હોય તેટલું નોકર ચાકરોમાં વહેંચી આપો અને તેઓને કહી દયો કે આટલી શાક ભાજી કે મેવો તમારો છે, અને તે તમારા પગારમાં ગણાશે, રોકડ પગાર કાંઇ આપવામાં નહીં આવે, આમ કર્યાથી તમારે નોકર ચાકરોને રોકડ પગાર આપવો પડે છે તે આપવો પડશે નહીં.

મીર સાહેબ=હા ઠીક છે, હું ઇનશાઅલ્લાહ એમજ કરીશ.



## પ્રકરણ ૧૮ મું.



### ગરાસના બંદોબસ્ત વીશે.

---

મીર સાહેબ=ખાનમ સાહેબ ! આપનો મત એવો તો લાભ દાયક છે કે તે જેવો કોઇ મોહુટા હાકીમનો મત પણ નહીં હોય, શું કરૂં આપ પુરૂષ નથી, જો પુરૂષ હોત તો હું તમને મ્હારો તમામ ગરાસ સોંપી દેત, પણ ખયર હવે તમે મને મ્હારા ગરાસના બંદોબસ્ત વિશે કેટલીક સલાહ આપો કે હું તે પ્રમાણે વર્તુ,

ખાનમ સાહેબ=મને આપ એ શું કહો છો? હું બીચારી પરદામાં બેસવા વાળી તદન અજ્ઞાન સ્ત્રી તે રીયાસત (ગરાસ)ના કામ કાજને શું સમજે ? અને શુ સલાહ આપું ? આજે મેં બધી વાતો કરી તે સાંભળેલી હતી, જો કોઇ નુકસાનની વાત જોઉં છું તો બકી બેસુ છું, મારાથી બોલ્યા વીના ચુપ બેસાતુ નથી.

મીર સાહેબ=અરે આપની સાંભળેલી વાતો પણ શીખામણ લેવા જોગ છે,

ખાનમ સાહેબ=રીયાસતનો સરવે આધાર કાગળીયા ઉપર છે, હું તો ન ભણી છું ન ગણી છું આપ માશાઅલ્લાહ બહુ જાણો છો આપને હું શું શીખવાડું,

મીર સાહેબ=વાત એ છે હું જેવી રીતે કરતો આવ્યો છું તેવી રીતે કરી જાઉં છું પણ તેમાં જે નુકશાનની વાતો છે તેને હું સુધારી શકતો નથી અને મેં તે વિશે કોઇ મજબુત કાયદો બાંધ્યો નથી જેથી ઘણાં નુકશાન ખમવા પડે છે.

ખાનમ સાહેબ=કાયદા કાનુનની વાત તો હું સમજતી નથી પણ એટલું તો હું જરૂર કહીશ કે ખુદાએતઆલાએ તમારામાં શરમ અને મુરૂવ્વત હદ કરતાં વધારે મુકી છે તેથી તમારે આટલાં બધાં નુકસાન ખમવા પડે છે જો તમે તમારી નકામી મુરૂવ્વત અને શરમ છોડી દયો તો હમણાં બધો બંદોબસ્ત થઇ જાય અને તેની મેળે સર્વે કામ ઠેકાણે આવે, અગર કોઇ આગળના દસ રૂપીયા ખાઇ જાય અથવા તમારા લેણાં રૂપીયા ન આપે અથવા કોઇ હક વીનાનો માણસ તમને નકામો સતાવે અને તેવા વખતે તમે શરમ અને મુરૂવ્વતથી તેને કાંઇ ન કહો તો પછી કેમ નુકશાન થયા વીના રહે? અને એમ કર્યાથી આપને સતાવવાની અને આપને નહીં ગણકારવાની નોકર ચાકરો કે બીજાઓની કેમ હિમ્મત ચાલે નહીં? અગર આપ જે જગ્યાએ શરમ અને મુરૂવ્વત રાખવી જોઇએ તે જગ્યાએ શરમ અને મુરૂવ્વત રાખો, અને જે જગ્યાએ ન રાખવી જોઇએ ત્યાં ન રાખો તો મ્હારા ધારવા પ્રમાણે કદી તમારે આવા નુકશાન ખમવા પડે નહીં આગળનો જે

હક હોય તે લેવામાં મુરૂવ્વત ન કરતાં આપે આપનો હક લઇ લેવો જોઇએ અને તેમાં જરાએ મુરૂવ્વત રાખવી જોઇએ નહીં અને આપના કારભારીઓ આપનો જે માલ નકકામો વાપરી નાખે તેઓ પાસેથી જરૂર ભરી લ્યો, એવાતમાં શરમ રાખવી નકકામી છે, અને જેને આપવા ચાહો તેને એહસાન જાહેર કરીને આપો, નાદાન અને જાણતાજ નથી એવા બનીને કદી કોઇને કાંઇ પણ આપો નહીં. નવ્વાબ સઆદતઅલીખાનની હીકાયત સાંભળી છે કે નહીં તેઓ બનારસમાં રહેતા હતા જ્યારે તેઓના હાથી ખાનાનો કયગ લઇ જનાર એક ભાડભુંજા પાસે ત્રણ રૂપીયાને કેટલાક આના તેની તરફ બાકી રહ્યા હતા જ્યારે નવ્વાબ સાહેબ લખનઉમાં ગાદીએ બેઠાં ત્યારે તે ભાડભુંજે પોતાના છોકરાની શાદી કરવા માટે બરાત લઇ લખનઉમાં આવ્યો, તે નવ્વાબ સાહેબને સલામ કરવા માટે ગયો, નવાબ સાહેબે તેને એક અશરફી આપી પછી કહ્યું ત્હારી તરફ મારા કેટલાં પઇસા લેણાં નીકળે છે ? તેનો હીસાબ તું જાણે છે ? કહ્યું શાયદ ત્રણ રૂપીયા ને થોડા આના નીકળે છે, નવાબ સાહેબે કહ્યું શાયદ બાયદની વાત નહીં હીસાબ કરીને ચુકવી આપ, તેણે હીસાબ કરી ચુકવી આપ્યા, નવાબ સાહેબે કહ્યું જ્યારે લખનઉથી તું તારા છોકરાને પરણાવીને જાય ત્યારે તારા છોકરાને અને કન્યાને સલામ કરાવવા લાવજે પછી જજે.

જ્યારે તે શખસ શાદીના કામથી પરવાર્યો અને

રૂખસત થવા લાગ્યો ત્યારે તે પોતાના છોકરા અને કન્યાને લઇને નવાબ સાહેબની શેવામાં સલામ કરવા ગયો, નવાબ સાહેબે તે શખસને અને તેના છોકરાને કેટલુંક રોકડ નાણું અને શાલ દોશાલા અને કન્યાને કેટલીક ઉંચી જોડી લુગડાં અને કેટલાંક ઘરેણા આપ્યા, અને રસ્તાના ભાતા માટે પણ કાંઇ આપ્યું,

પ્રથમ તો એ વાતનો પકો ખયાલ રાખવો જોઇએ કે જેટલી લેવડ દેવડ થાય તેટલી સરવે લખી રાખવી જોઇએ મોહ ઉપર યાદ રહેવાના આધારે રહેવું જોઇએ નહીં જેટલાં હુકમો કરવાના હોય તેટલાં સરવે હુકમો પણ લખીતવાર હોવા જોઇએ, તમારી રીયાસત વિશે બહારગામથી જે ખબર અંતર આવે તે પણ લખીતવાર હોવી જોઇએ કેમકે જ્યારે આપણે કાંઇ જાણવાની જરૂર હોય ત્યારે તરત અચુક જાણી શકીયે, જે કામ કરો અને જે કામ કરવાનો હુકમ આપો તે પણ લખીતવાર હોવો જોઇએ.

બીજું એ કે તમારો હક ગમે તેટલો ઓછો હોય તો પણ કાંઇ ઢીલ કે આળસ વિના વસુલ કરી લેવો જોઇએ, અને જેનો હક આપના સિર હોય તેને તરત આપી દેવો જોઇએ.

ત્રીજું એ કે તમારે ત્યાં જેટલાં નહાના મોટા નોકરો હોય તેમાંના દરેકને એક એક કામ સોંપવુ જોઇએ, એકને બીજાના કામમાં કાંઇ દખલ દેવા દેવો જોઇએ નહીં, અને દરેક નોકરને તેની ડયુટી ( ફરજ ) નો જિમ્મેદાર કરાવવો

જોઈએ, જે માણસથી જે કાંઇ વધ ઘટ થઇ જાય તે માણસથી ભરી લેવું જોઇએ.

ચોથું એ કે તમારી રઇયત જે આપના કારભારીયો અને નોકરોની ફરીયાદ લાવે તે લક્ષ પુર્વક સાંભળવી જોઇયે અને તેની પુરી શોધ કરવી જોઇએ, અને કાંઇ પણ સાબીતો વિના કોઈ પણ નોકરને નિમક હરામ અથવા દગલબાઝ સમજવો જોઇએ નહીં, અને જ્યારે કોઇની નિમક હરામી અને ચોરી સાબીત થઇ જાય અને તે ગમે તેવી નજીવી હોય તો પહેલી વખત તેની પાસે તવબા કરાવી માફ કરવી જોઇએ, બીજી વખત ઘણો ઠપકો આપી અને ગુસ્સો કરવો જોઇએ. અને ત્રીજી વખત તેને નોકરીમાંથી ડીસ્મીસ કરવો જોઇએ. અને પછી તેને કદી નોકર રાખવો જોઇએ નહીં. અને અગર તેણે ચોરી કરી હોય તો જરૂર તેની પાસેથી ચોરેલો માલ પાછો લેવો જોઇએ.

પાંચમુ એ કે સરકારનો જે ટેકસ ભરવાનો હોય તે તરત ભરી દેવો જોઇએ તેનાથી જરાએ ગાફીલ થવું જોઇએ નહીં.

છઠું એ કે—સરકારી માણસ જોઇએ તો તે ચપરાસી કેમ હોતો નથી, તેને રાજી રાખવો જોઇએ અને જેનું જે મુકરરર હોય તે વગર ઢીલે અને વગર માગે આપી દેવુ જોઇએ.

સાતમુ એ કે—રઇયતને એવી ખુશ રાખવી જોઇએ કે તમારા નોકરો અને કારભારીયો તેઓનો પાછળ લાગે નહીં.

આઠમુ એ કે—પોતાના કારભારીયો અને નોકરોને

પોતાથી એવાં ખુશ કરવા જોઇએ કે તેઓ આપના કામાર્થે પોતાના આરામનો ભોગ આપવા તઇયાર રહે, અને તમારે તેઓની સાથે એવી રીતે વર્તવું જોઇએ કે વખતો વખત તેઓના મનમાં તમારો ભય અને બ્હીક રહે, અને તેઓને એવી ખાત્રી કરાવવી જોઇએ કે અગર માલીક નાખુશ થશે તો પછી તેઓની સીફારીશ ચાલશે નહીં, મેં ઘણા ઘણા રઇસોના કીસ્સા સાંભળ્યા છે જે નજરો નજર જોયા જેવાં છે. તેઓના અહવાલ એવાં છે કે આપણે પણ તે પ્રમાણે વર્તવું જોઇએ જેમકે.—

એક દિલ્હીના રહેવાશી કાઝી સાહેબ ગોરખપુરમાં ઇંગરેજી અમલદારીની શરૂઆતમાં વકીલપણાના ધંધામાં ઘણુંજ કમાયા, તેઓએ દસ વીસ ગામ પણ ખરીદી લીધાં, પછી તેઓએ વકીલ પણું મુકી દીધું અને ઘરના કામકાજ કરવા લાગ્યા, તેઓએ બે ચાર નોકર સિપાહી વરતી લાવનારા ઇત્યાદી કારભારીયો પણ નોકર રાખ્યા, ઉપરાંત બીજા જાનવરો પણ રાખ્યા હતા, ગામમાંથી જે રૂપીયા વસુલ થતા હતા તે આશામી વાર વીગતવાર લખી લેતા હતા અને તે ખઝાનચીને સોંપી દેતા હતા અને ખઝાનચી તેનો સઘળો હીસાબ તપાસી લઇ કાઝી સાહેબના ઘરમાં લઇ જતા હતા; કાઝી સોહેબ તેને પોતાની પેટીમાં હીસાબ કરી મુકી દેતા હતા, અને તેની ચાવી પોતાની પાસે રાખતા હતા, અગર કોઇ દાસને આપતા તો એટલું આપતા કે તેની પાસેથી પાછું લેવાની જરૂરત ન રહે

અગર કોઇ દોસ્ત નાણાં લઇ જતો અને પાછાં આપતો તે પાછાં લઇ લેતા અને અગર પાછાં આપવા ન આવતો તો કાંઇ નહીં તેની પાસે કદી માંગતા નહીં, ઘરમાં જેટલું અનાજ જેટલું ઘરાણું જેટલું રાચ રચીલું સર સામાન, રોકડનાણું વગેરે રહેતું તે દરેકનો પાઇ પાઇનો હીસાબ રાખતા હતા અને ઘરનું ખરચ સરવે મુકરરર કરેલું હતું તેમાં જરાએ વધ ઘટ થવા દેતા ન હતા, નોકરોનો પગાર બરાબર વખતસર આપી દેતા હતા અને મહીનામાં એક વાર કે પખવાડીયામાં કે અઠવાડીયામાં એક વાર તેઓ પોતાની તરફથી મુકરરર કરેલાં હાકીમોની સાથે મુલાકાત કરતા હતા, વળી તેઓનો એ પણ દસ્તુર હતો કે તેઓ જેને મળવા જતા તેના માટે કાંઇ તોહફો લઇ જતા અને જેઓ તેઓને મળવા આવતા તેઓને પણ કોઇને કાંઇ આપતા અને આમ કરવાથી તેઓના સેંકડો કામ નીકળી જતા હતા, તેઓને કદી એક પઇસો પણ લાંચ આપવામાં ખરચ કરવો પડતો નહીં, અગર કારભારી આવીને ખબર આપતો કે હજુર ફલાણું ગામ વેચાય છે, તરત તેઓ તેનું લીષ્ટ જોતા અને જો તે ખરીદવું વ્યાજબી ગણતા તો મુખતારને હુકમ આપતા કે આટલી આટલી કીમતે ખરીદી લ્યો, અરથાંત તેઓ પોતે સરવે બાબતોનો ખયાલ રાખતા અને નોકરો અને કારભારીયોના ભરોસે કોઇ બાબત મુકતા નહીં, પોતે પોતાની મેળે સરવે કામ કરતા ધ્યાન રાખતા, તેઓને ત્યા જેટલો પાક થતો હતો તેટલો એક

વરસ સુધી સંઘરી રાખવામાં આવતો હતો જયારે બીજા વરસે નવો પાક થતો હતો ત્યારે પેલા જુના પાક ( અનાજ ) ને વેચી દેતા હતા અને તેના રૂપીયા ખજાનામાં ભેળવી દેવામાં આવતા હતા, અને ઘરના ખરચ જેટલુ અનાજ રાખી લેતા હતા, અને ઘરનો બંદોબસ્ત એવી રીતે રાખ્યો હતો કે તેઓની પુત્રી વહુ પોતરા પોતરી ઇત્યાદી જેટલાં ઘરના લોકો હતાં તેઓ સઘળાનો પગાર મુકરરર હતો, કોઇ બચ્ચું પેદા થતું કે તરત તેનો પગાર ઠેરાવવામાં આવતો હતો, અને તેના નામની એક પેટી જુદી રાખતા હતા પછી તે બાળક માટે જે કાંઇ ખરચ થતુ જેમકે દવાનુ દારૂ ઇત્યાદીનું તો તે પેટીમાંથી આપતા હતા તેના લુગડાં લત્તા પણ તેમાંથીજ પુરા પાડવામાં આવતા હતા, વર્ષ દહાડે હીસાબ કરતા જો કાંઇ નાણું તેમાંથી બચતુ તો તેના ઘરાણાં બનાવવામાં આવતા હતા જ્યારે જરૂરત જેટલાં ઘરાણાં બની જતાં ત્યારે બાકીના નાણાંના કપડાં અને વાસણ કુસણ ખરીદતા અને એવીજ રીતે ઘોડા ગાડી બળદ ભેંસ ગાય ઇત્યાદી ઢોરાંનો પગાર પણ મુકરરર હતો જેમધ્યથી તેઓ સંબંધીનું સરવે ખરચ કરવામાં આવતું હતું, તેમાંથીજ ઘોડા ખરીદવામાં આવતા હતા અને વેચવામાં આવતા હતા એવી રીતે વ્યવસ્થા પુરવક સરવે બંદોબસ્ત કરવામાં આવ્યો હતો.

લખનઉમાં નવાબ સઆદતઅલીખાંનના ઝમાનામાં એક સાહેબ નસબ સદ્દ્દ રહેતા હતા, તેઓ તાલુકદાર

હતા, તેઓની વારશીક આમદાની રૂપીયા ત્રીસ હજાર જેટલી હતી, તેઓ ઘણુંજ સજ્જન અને નમ્ર માણસ હતાં, હાકીમો અમલદારો રઇયત સીપાહી આડોશી પાડોશી ઇ- ત્યાદી સરવે તેઓથી રાજી હતા, તેઓને ત્યાં કારકુનો મુ- નશીયો સીપાહીયો ઈત્યાદી સરવે નોકર હતા, કચહરીયોની આસપાસ પેહરો ભરવા માટે મેવાતી લોકો રાખેલાં હતાં. ઇત્યાદી વસુલાત કરવાની રીત ઘણી સારી હતી, તેઓનો એટલો તો રોઆબ હતો કે કોઈ પણ અમલદાર એક પાઈ પણ કોઈ પણ પાસેથી વધારે વસુલ કરી શકતો ન હતો, અને જે કોઇ તેઓની વસુલાત ન આપતો તેને કયદ કરવામાં આવતો, પણ કેવી શાહુકારી કયદ તેને સુઈ રહે- વા માટે પલંગ ગોદડું, ખાવા માટે રોટલી ભાત દાળ શાક ઇત્યાદી મોકલવામાં આવતુ, તેઓ વચનના ઘણું સાચા હતાં જે કહેતા તે બરાબર પાળતા હતા, એક માણ- સે તેઓ પાસેથી એક ખેતર રાખ્યું અને તેમાં ચણા વા- વ્યા, ચણાં ઘણાંજ પુશકળ થયાં, તે માણસે આવી તેઓને કહ્યું કે સાહેબ ! ચણાં ઘણાંજ થયા છે, માટે હું તેની વ- હેંચણી કરવા ચાહું છું, આપે કહ્યું કે નહીં જેટલું થ- યું તેટલું ત્હારા નસીબનું છે અગર કાંઈ ન થાત તો શું હું ત્હારી પાસેથી રૂપીયા મુકી દેત ? તેઓને ત્યાં જેટલાં પરદેશી નોકર હતા તેઓને કાંઇ રોકડ ખરચ આપતા ન- હીં પણ તેઓને રોજીંદા અનાજ આપવામાં આવતુ અને લુગડું લત્તુ પણ અપાવી દેવામાં આવતું અને વર્ષે દહાડે

તેઓને તેઓના વતનમાં જવાની રજા આપવામાં આવતી અને તે સાથે તેઓને પગાર પણ ચુકવી દેવામાં આવતો જો તેઓ પાછા આવતા તો તેઓનો પગાર નવે નામે શરૂ થતો, અને જેઓ ઘરડા સીપાહી હતા તેઓને પણ રોકડ પગાર આપવામાં આવતો નહીં પણ જયારે તેઓને કાંઇ જરૂર પડતી ત્યારે તેઓને તેઓની જરૂરતના પ્રમાણમાં આપવી દેવામાં આવતુ, અને જે નોકર નીમકહરામ નીકળતો તેને ફરી નોકર રાખવામાં આવતો નહીં, જે લોકો કરજમાં ડુબી ગયા હતા અને તેઓની જાગીર ઇત્યાદી મીલકત સફદર સાહેબના કબજામાં આવી ગઇ હતી અને તે લોકો બીચારા રોજગાર વીનાના થઇ ગયા હતા તેઓને સફદર સાહેબ પાળતા હતા, ખાણુ પીણુ અને લુગડાં લત્તાં પુરા પાડતા હતા અને શાદી અને ગમીના પ્રસંગે પણ તેઓને સંતોશ કારક મદદ આપતા હતા ઉપરાંત તેઓના ગામમાં કોઇ પરદેશી આવી જતો તો તેને પણ સારી મદદ આપવા ચુકતા નહીં, અર્થાત—તેઓ રઇયત, પરદેશી ભીક્ષુક ઇત્યાદી સરવેને તેઓના કદર માફક આપતા હતા, તેઓએ પોતાની મીલકતનો એવો બંદોબસ્ત કર્યો હતો કે તેમાંની રજ ભાર ચીજ પણ નીર ઉપયોગ જવા દેતા નહીં, હીસાબ કીતાબ વીગેરેનો પણ બંદોબસ્ત એવો હતો કે એક પાઇનો પણ વાંધો પડતો નહીં, ઇત્યાદી સરવે કામ પોતાના હાથે કરતા હતા, તેઓએ પોતાના ગામની વસ્તી સુતરી અને સ્વચ્છ રાખવા તરફ પણ

સારૂ ધ્યાન આપ્યું, એક વખત તેઓના ગામમાં આગ લાગી તેથી સરવે લોકોના છાપરાં બળી ગયાં.

સઇયદ સાહેબે પોતાના ખરચે સરવેના છાપરાં બનાવી આપ્યા, તે ગામમાં સઇયદ સાહેબના સગા વ્હાલાં પણ રહેતા હતા, અને સઇયદ સાહેબ પોતાના સગાઓને અને બીજાઓને એક સરખી નજરે જોતાં હતા, એક વખત ગામમાં દુકાળ પડયો લોકો સખત તંગીમાં આવી પડયાં, સઇયદ સાહેબે તેઓની આવી દયાજનક સ્થીતી જોઇ પોતાના અનાજના કોઠાર ખુલ્લાં મુકયા અને દરેક માણસને અમુક શેર અનાજ આપવું ઠરાવ્યું અને જયાં સુધી દુકાળ રહયો ત્યાં સુધી તેઓનો એ મઅમુલ ચાલુ રહયો, અર્થાંત—તેઓ ઘણી સારી રીતે પોતાની જાગીરની વ્યવસ્થા કરતા હતા.

મીર સાંહેબ=ખાનમ સાહેબ આપે જે બન્ને સાહેબનો બંદોબસ્ત કહયા તે ખરેખર પયરવી કરવા યોગ છે; હું પણ કાજી સાહેબની કેટલીક વાતોની પયરવી કરીશ.



# તાઅલીમુન્નીસા.

## ભાગ ૬ઠો.

### પ્રકરણ ૧૯ મું.

### પુત્રીયોની પરિક્ષા.

ખાનમ સાહેબે મીર સાહેબની પુત્રીયોને ચાર વરસ સુધી બરાબર જરૂરીયાત બાબતોનું શિક્ષણ આપ્યું, સાવ-ડું, રાંધવું, ભરત કામ ઇત્યાદી સરવે બાબતોની તાલીમ આપી, ખાનમ સાહેબે મીર સાહેબને કહ્યું કે મેં તમારી પુત્રીયોને ચાર વરસ સુધી શિક્ષણ આપ્યું હવે તમે તેણીયોની પરીક્ષા લ્યો અને જો તેઓ પરિક્ષામાં પાસ થાય તો મારો જીવ પણ ખુશ થાય અને મારી મેહનત સફળ થઇ સમજું.

મીર સાહેબ=પરિક્ષા લેવાની કાંઇ જરૂરત નથી અને તમારા ઉપર પુર્ણ વિશ્વાસ છે કે તમે તેણીયોને સારી

પેઠે શીક્ષણ આપ્યું છે, પણ તમારી એવીજ મરજી હોય તો પરિક્ષા લેવાનો દહાડો ઠરાવો તે દહાડે પરિક્ષા લઇશું.

ખાનમ સાહેબ=મેં તેમને જે ભરત કામ શીખવાડયું છે તેમાં મ્હારે કેટલીક સુચનાઓ આપવાની બાકી છે માટે આવતો શુક્રવાર રાખો તો ઘણું સારૂ. અને તે દીવસે મોલવી સાહેબને બોલાવો, અને આપની બહેનને પણ બોલાવજો કે તેઓ મારી પાસે બેસશે અને જોશે કે હું છોકરીયોને કાંઇ મદદ કરતી નથી; અને પરિક્ષા એક દહાડામાં પુરી થશે નહીં ઓછામાં ઓછા બે ચાર દહાડા લાગશે, રાંધવાની બાબતોમાં જે મોંઢે પુછવુ હોય તે પુછજો પણ પછી દરરોજ એક એક વસ્તુ તેઓ પાસે રંધાવી ખાતા જાઓ અને જો સારૂ રાંધ્યું હોય તો વખાણ કરો અને ખરાબ હોય તો ખોડ કાઢો.

મીર સાહેબ=ઘણું સારૂ આપ જેમ ફરમાવો છો તેમજ કરવામાં આવશે.

જે દહાડો મુકર્રર કર્યો હતો તે દહાડે જનાબ મોલવી સાહેબ અને અબરાર હુસયન ઇત્યાદી આવીને બેઠાં; પરદો નાખવામાં આવ્યો અને પરદાની પાછળ જનાબ બેગમ સાહેબ ખાનમ સાહેબ મીર સાહેબની ન્હાની બહેન અને બન્ને છોકરીયો બેઠી પરિક્ષા લેવી શરૂ થઇ.



## પરિક્ષા ૨૯મી.

## કુરઆને શરીફ વીશે.



**સ૦** કુરઆને શરીફના કયા કયા સુરા યાદ કર્યાંછે?

**જ૦** સુરએ હમ્દ, મઊજ્જતયન; સુરએ ઇખલાસ; સુરએ કાફેરૂન; અમ્મયતસાઅલુન; અબસ, વતવલ્લા; સુરતુલ ફજર, અને ઝુલઝેલાત; સુરએ કદ્ર; વલઆદેયાત; સુરએ નસ્ર; સુરએ જોમોઆહ; મુનાફેકુન; હલઅતા; મોઝમ્મેમ; યાસીન; વાકેઆ; સુરએ રહમાન; અને સુરએ દહ્ર.

**સ૦** સુરએ દહ્ર અને સુરએ જોમોઅહ પડો; તરતજ બન્ને છોકરીયોએ તે સુરા વારા ફરતી પડી સંભળાવ્યા.

**મોલવી સાહેબ**=માશાઅલ્લાહ ઘણા સારા યાદ કર્યા છે, પછી સુરએ રહમાન; સુરએ યાસીન ઇત્યાદી પડી સંભળાવ્યા.

**મોલવી સાહેબ**=કેમ ખાનમ સાહેબ! આપે છોકરીયોને "ઇલ્મ તજવીદ" (નાકાનુનો) શીખવાડયા છે?

**ખાનમ સાહેબ**=જરૂરત જેટલું હું શીખી હતી તેટલું શીખવાડયું છે.

**સ૦** વકફ શાને કહે છે?

**જ૦** એ ઉચ્ચારને કહે છે કે જેનો ઉચ્ચાર કરવામાં

છેલ્લે માત્રી વી૦ ન બોલાય; જેમકે " અલ્લાહો અકબરો " ને " અલ્લાહો અકબર " " મોહમ્મદુન " ને "મોહમ્મદ" ઇત્યાદી.

**સ૦** વકફે નબી અને વકફે ગુફરાન શું ચીજ છે

**જ૦** આ ખાસ જગ્યાઓ છે, જ્યાં જ્યાં લખેલ હોય છે ત્યા વકફ કરવામાં આવે છે.

**સ૦** " વકફે મોઆનેકા " શાને કહે છે ?

**જ૦** એક આયતમાં બે ઠેકાણે એવા વકફ હોય છે, એકને વકફ કરે તો બીજાને મેળવીને વાંચે.

**સ૦** એનો દાખલો આપો.

**જ૦** જેમકે " મિન કુલ્લે અમરીન સલામ, " માં બે જગ્યોએ વકફ છે, પહેલે " અમરીન " માં જો ત્યાંજ વકફ કરે અને અમ્ર કહે તો સલામ ઉપર વકફ ન કરે બલકે 'સલામુંન' કહી આગળ વધે, અને અગર 'અમ્ર' ઉપર વકફ ન કરે તો " અમરિન સલામ " કહે, એટલે 'સલામુન' ને વકફ કરીને 'સલામ' કહી ઠેહરી જાય.

**સ૦** વકફ કરવાના જે રેમુઝ ( ઇશારા-ચિન્હ ) મુકરરર કરેલા છે તેથી શું મુરાદ છે ?

**જ૦** કારીયોએ જે રેમુઝ મુકરરર કરેલા છે તે. (પછી તેનો તફસીલથી જવાબ આપ્યો જે અહીંયા લખવાથી સમજમાં નહીં આવે જેથી લખ્યું નથી. )

**સ૦** ત્રીસે સીપારાના નામ શું છે ?

**જ૦** દરેક પારાની શરૂઆતમાં જે શબ્દ છે તે તે

સીપારાનું નામ ગણાય છે, જેમકે પહેલા સીપારાની શરૂઆતમાં " અલેફ લામ મીમ " છે, તો તેને અલેફ લામ મીમનો પારો કહે છે,

બીજા પારાની શરૂઆતમાં "સયકુલ" શબ્દ છે, તેને " સયકુલ " નો સીપારો કહે છે, ઇત્યાદી

**સ૦** કુરઆને મજીદમાં કેટલાં સુરા છે ?

**જ૦** રીવાજ પ્રમાણે ૧૧૪ સુરા ગણાય છે, પણ આપણા મજહબના ઓલમા ફરમાવે છે કે " વઝ્ઝોહા " તથા " અલમનશરહ " મળી એક સુરો છે, તેમજ "અલમતર કયફ" તથા " લેઇલાફ " મળી એક સુરો છે, તો તે હીસાબે કુલ ૧૧૨ સુરા થયા.

---

## ૨—૭ પરિક્ષા.



### ઉસુલેદીનમાં તવહીદ વીશે.



બીજા શુકરવારે પણ પરિક્ષા લેવા માટે પ્રથમની જેમ સઘળા એકઠાં થયાં.

**સ૦** ઉસુલેદીન કેટલાં છે ?

**જ૦** પાંચ છે; ૧-તવહીદ, ૨-અદલ, ૩-નબુવ્વત; ૪-ઇમામત; ૫-મઆદ.

સ૦ તવહીદના અર્થ શું છે?

જ૦ ખુદા કે જે તમામ સ્રષ્ટીનો સરજનહાર છે તે એકજ છે તેનો કોઇ ભાગ્યો નથી.

સ૦ ખુદાની જાત હોવાની શી દલીલો છે?

જ૦ પ્રુથ્વી, આકાશ, સુર્ય, ચંદ્ર, તારા, ઇત્યાદી એહો એકજ ધોરણે હજારો વર્ષથી ચાલ્યા જાય છે અને તેમાં કાંઇ ખલલ પડતો નથી; અને માણસો હયવાનો સમુદ્રો ઇત્યાદી વસ્તુઓમાં જે જે કુદરત ભરી કારીગીરીયો નજર આવે છે તે ઉપરથી જાણી શકીયે છીયે કે આ સઘળી વસ્તુઓનો કોઇ પયદા કરનાર હોવો જોઇએ કેમકે બનાવનારા વીના કોઇ પણ વસ્તુનું આપોઆપ બનવું મુમકીન નથી

સ૦ મુમકીન કોને કહે છે? અને મહાલ કોને કહે છે?

જ૦ જે બનવાને અક્કલ કબુલ કરે તે મુમકીન છે, અને જે બની શકવાને અક્કલ કબુલ ન કરે તે મહાલ છે, અને મહાલના બે વિભાગ છે, ૧–મહાલે અકલી જે કોઇ પણ રીતે બની શકે તેમ ન હોય અથવા બની શકવાની કાબીલીયત રાખી શકતો ન હોય, ૨–મહાલે આદી જે આદતની રૂએ થઇ ન શકે પણ ખુદાની કુદરતથી બની શકે તેમ હોય જેમકે મોઅજીઝા વી૦

સ૦ ખુદા એક હોવાની શી દલીલ છે?

જ૦ જ્યારથી હઝરતે આદમ અ૦ પૃથ્વી ઉપર

આવ્યા ત્યારથી જેટલા પયગમ્બર આવ્યા તેમાં એકજ ખુદાના મોકલેલા આવ્યા અને તેઓ સઘળાઓએ એકજ ખુદાની ઈબાદત કરવાનો હુકમ આપ્યો; જો બીજો ખુદા હોત તો તેના પયગમ્બરો પણ આવત, અને તે બીજા ખુદાનો જુદોજ બંદોબસ્ત જણાત, પણ જ્યારે એમ થયું નથી ત્યારે જણાયું કે ખુદા એકજછે બીજો નથી.

**સ૦** ખુદાની જાત માટે કાંઇ સીફતો પણ છે?

**જ૦** ખુદા માટે એવી સીફતો છે જે મખલુકાતમાં હોતી નથી અને તે આઠ છે જેને સિફાતે સુબુતિયા કહેછે, તે સીફતો તે પરવર દિગારમાં અકલની રૂએ જણાય છે અને સાબીત કરવામાં આવે છે.

"૧ લી કદીમ અઝલી અબદી"

એટલે જ્યારે કાંઇ ન હતું ત્યારે તે મવજુદ હતો અને જ્યારે કોઇ વસ્તુ ન રહેશે ત્યારે પણ તે બાકી રહેશે તેના માટે શરૂઆતકે અંત નથી.

**સ૦** કદીમ વધારે થઇ શકેછે કે નહીં?

**જ૦** કદીમ એકજ ખુદાની જાતછે, અને જેમ ખુદા એકજછે બે થઇ શકતા નથી તેમજ કદીમ વશે પણ જાણવું.

૨ જી કાદિર.

એટલે હરેક વસ્તુ બનાવવાની અને બગાડવાની શકતી ધરાવે છે જે ચાહે તે કરે અને જે ચાહે તે ન કરે તે મજબુર (લાચાર) થઇને કોઇ ચીજ કરતો નથી.

સ૦ બનવા જોગ છે કે ખુદાએ તઆલા સુર્યને એક ઇંડામાં ઉતારી દે એવી રીતે કે સુર્ય ન ન્હાનો થાય ન ઇંડું મો-હટું થાય, પણ બન્ને વસ્તુઓ એટલીને એટલી રહે?

જ૦ તે તેની કુદરતથી દુર નથી,

## ૩ જી આલિમ

એટલે હરેક વસ્તુને જાણે છે, જે કાંઇ થયું છે થાય છે અને થશે તે સર્વને તે પ્રથમથી જાણે છે નેક હોય કે બદ થોડું હોય કે ઘણું હોય.

## ૪ થી હઈ

એટલે તે પોતે જીવતો છે તેના માટે રૂહ કે શરીરની જરૂર નથી તેમજ તેના માટે કોઇ પણ જાતના અંગનેઃ લગાવ નથી.

## ૫ મી મુરીદ

એટલે જે કામ કરે તે પોતાની સમજ બુજથી અને પોતાના ઇખ્તીયારથી કરે છે અને જે ચીજને કરતો નથી તેને પણ મસલેહતની રૂએ કરતો નથી, તેનું કોઇ કૃત્ય હીક-મતથી ખાલી નથી. અને ખુદાનો ઇરાદો અને તેનો અણુ ગમો એવો નથી કે કોઇ વખત ન હોય અને તેને વિચાર કરવાની જરૂરત પડે.

## ૬ ઠી મુદરિક

એટલે હરેક વસ્તુને જાણે અને પીછાણે છે જેવી રીતે માણસ આંખો વડે જોઇને કાનો વડે સાંભળીને જીભ

વડે ચાખીને હાથ અથવા શરીર વડે અડીને અને નાક વડે સુંઘીને સારા નરસાને ઓળખે છે તેમ ખુદા સુંઘીને કે અડીને કે સાંભળીને કે જોઇને ઓળખતો હોય તેમ નથી પણ તે તો ઓળખે છેજ ઉપરાંત તેની સીફતો બસીર ( જોનારો ) અને સમીઅ ( સાંભળનારો ) પણ છે.

### ૭ મી મુતકલ્લિમ

એટલે જે ચીજમાં ચાહે છે તે ચીજમાં વાચા ઉતપન્ન કરે છે અને જે ચીજથી ચાહે છે તેમાંથી પોતાનો કલામ સંભળાવે છે અને ચાહે એવી રીતે કલામ કરે છે, તેને મોંઢુ અને જીભની જરૂર નથી જેમકે હજરતે મુસા અ૦ ને ઝાડ-માંથી અવાજ આવ્યો અને હજરતે રસુલે ખુદા સ૦ ના હાથમાં કાંકરાનો અવાજ આવ્યો.

### ૮ મી સાદિક

એટલે સાચો છે, કદી જુઠું બોલતો નથી, જે વાયદા તેણે કર્યા છે તે પુરા થયા અને થશે, જુઠ એ એક ઘણીજ ખરાબ ચીજ છે અને ખુદા કોઇ ખરાબ કામ કરતો નથી બલકે પોતાના બંદાઓને પણ ખરાબ કામ કરવાની મનાઇ છે.

સ૦ ખુદાની જાતને લાયક જે સીફાતો નથી તે કેટલી છે?

જ૦ તે આઠ સીફાતો છે, અને તેને સીફાતે સલબી યાદ કહે છે.

### ૧ લી મોરક્કબ નથી

એટલે તે કોઈ વસ્તુના મીશ્રથી બન્યો નથી અને

તેને અવયવો નથી જેમકે આપણને હાથપગ નાક કાન ઇ-ત્યાદી અવયવો છે, અગર આ અવયવો આપણને ન હોય તો આપણે આદમી ન કહેવાઇયે.

## ૨ જો જસમ નથી

એટલે તેને અંગ નથી તેને સુર પણ કહી શકતા નથી અને તેને હર્ષ શોક કે મોહ કાંઇ થતું નથી.

## ૩ જો મહલ્લે હવાદિસ નથી.

એટલે એક સ્થીતીમાંથી બીજી સ્થીતિમાં બદલાતો નથી જેમકે માણસ ન હતો તે પેદા થયો બાળપણાથી જ-વાન થયો અને જવાનીથી ઘરડો થયો તેમ તેને નથી તેની જાતી સીફતો ન ઘટે છે ન વધે છે, માણસની સ્થીતિ તેવી તેની સ્થીતિ નથી જેમકે જાહિલ હતો આલિમ થયો અથવા લાચાર હતો હવે શકતીવાન થઇ ગયો તેની જાત માટે તેવું નથી.

## ૪ થી મરઇ નથી

એટલે કોઇ પણ માણસ કોઇ પણ વખતે તેને કોઇ પણ પ્રકારે દેખી શકતો નથી બલકે તે તસ૦વુર ( તર્ક ) માં પણ આવી શકતો નથી એટલે સુધી કે તેને ફીરીસતા અને અંબીઆ અ૦ પણ જોઈ શકતા નથી.

**સ૦** તેને કોઇ જોઇ શકતું નથી તેની શું હકીકતછે ?

**જ૦** જે ચીજ જોઇ શકાય તેવી હોય તેના માટે જસમ ( અંગ ) હોવુજ જોઇયે, અને જસમ ના વસ્તે

મકાન ( રહેઠાણુ ) ની જરૂર છે, અને જ્યારે મકાન હોય ત્યારે તેનું જીસ્મ તેમાં રહેવું જોઇયે, પણ પરવર દિગાર સર્વ વ્યાપક તો લામકાન છે એટલે તેની જાત શીવાયની એક રજભાર જગ્યા પણ ખાલી નથી અને તેમજ તેના માટે અંગ પણ નથી અને મકાન પણ નથી એટલે તેનું દેખી શકવું મુમકીન નથી.

### ૫ મી કોઈ શરીક નથી

એટલે તેની ખુદાઇમાં કોઇ તેનો ભાગીયો નથી તે એકલો પોતે પોતાની પવિત્ર જાતે કાયમ છે. અગર બે ખુદા હોત તો જરૂર એકની કુદરતમાંથી ખામી નીકળત અને એકમાંથી કોઈ આજીજ નીવડત અને જે આજીજ હોય તે ખુદા નથી.

### ૬ થી તે કોઇનો મોહતાજ નથી

એટલે તે પોતાના રાજ્ય માટે વજીર રાખતો નથી અને તેને કોઇ સલાહ આપનારો નથી તે કોઇની સેવા ચાકરી કે ઇબાદતનો મોહતાજ નથી તે ખુદાવંદે બે નયાઝ બે પરવા છે.

### ૭ મી કોઇ મકાન નથી.

એટલે તેના માટે કોઇ ઠેકાણું કે જગ્યા કે બાજુ નથી.

### ૮ મી સઘળી સીફતો તેની ખાસ જાત છે

એટલે તેની કોઇ સીફત તેની જાત ઉપરાંત નથી પણ સુબુતીયામાંની સાતમી અને આઠમી સીફત તેની ખાસ જાત નથી, આ પછી તે પછીના શુક્રવાર ઉપર પરીક્ષા મુલતવી રહી.

## પરીક્ષા ૩ ૭



ધારા પ્રમાણે સરવે જણ ભેગા થયા.

સ૦ અદલ વિશે બયાન કરો.

જ૦ ખુદા આદિલ છે, ઝાલિમ નથી તે પોતે જુલમ કરતો નથી અને ન પોતાના બંદા પાસે કરાવે છે.

સ૦ ખુદા આદિલ હોવાની શી દલીલો છ ?

જ૦ જુલમ હકીકતમાં ખરાબ ચીજ છે, અને જે ચીજ ખરાબ છે તે ખુદાથી થવી મુમકીન નથી તો જાહેર થયું કે ખુદા ઝાલિમ નથી બલકે આદિલ છે.

સ૦ જ્યારે ખુદાએ તઆલા પોતાના બંદાઓ માટે પણ જુલમ રવા રાખતો નથી ત્યારે જુલમ ઓળખવાનો શો તરીકો મુકરર કરેલ છે ?

જ૦ હકતઆલાએ પોતાના બંદાઓને અક્કલ અને સમજણ જરૂર અતા કર્યુંછે અને અકકલ ખોટું ખરૂ સારૂં નરસુ ઇત્યાદી સરવે જાણી શકે છે અને બંદાને કૃત્યકરવાનો ઇખ્તીયાર આપી દીધો કે ઇનસાન પોતાના ઇખ્તીયારથી જોઇયે તો નેક કામ કરે અને જોઇયે તો બદ કામ કરે અને તેથીજ અલ્લાહ તઆલાએ પોતાના બંદાઓને નેક અને બદ કામથી જાણીતા કરી દીધા.

સ૦ અહકામે ખુદામાં હલાલ અને હરામ કેવી રીતે પીછાણી શકાય ?

૪૦ દુન્યાની બાબતોમાં શું સારૂં છે અને શું નરસુ છે તે અકકલ અને બુદ્ધી વડે સમજી શકાય છે. અને તેમજ અહકામે ખુદા પણ અકકલ*ની રૂએ છે. જેને બુદ્ધી ધીકકારે છે જેમકે જુલમ જુઠ ઇત્યાદીને કબીહ (ખરાબ) કહે છે; અને જે બાબતને બુધ્ધી પસંદ કરે છે તે સારી છે. અને જે કૃત્ય કરવાને સારૂં અને ન કરવા ખરાબ સમજે

*અકલથી મુરાદ શરા જાણનાર આલીમોની અકકલ મુરાદ છે, બાકી જે જાહીલ નફસના તાબેદાર હોય તેની અકકલ તે અકકલ નથી. જેમકે કેટલાંક કહે છે મરદ છુટા ફરેફરે, અને ઓરતોને કેદીની માફક ઘરમાં પુરી રાખી નારાજ કરવી તે અકકલથી ઉલટું છે, પણ ઓરતની પાક દામની અને પરહેઝગારી છુટા ન ફરવામાંજ સમાએલી છે, ભલા પરદામાં રહેવાવાળી કેટલીક ઓરતો બીમાર થઇ અને મરી ગઇ, અને પરદો ન રાખતા પરાયા મરદોના હાથમાં હાથ નાખી ફરનારી કેટલીક બસો પાંચસો વરસ જીવતી રહી? અને ઇસાનની તબીયમાં આદત છે તે એવી ચીજ છે કે આદતથી ઉલટું કરવાથી નારાજ થાય છે તો જ્યારે ઓરતોને નાનપણથી પરદાની આદત પાડે ત્યારે તેણુને એ પરદાથી બાહેર નીકળવું તેજ તેણીને ભારે પડતુ થઇ પડે છે અને તેથી ના રાજ થાય છે; હવે અકલ શું કહેશે કે પરદામાંથી બાહેર કાઢવી તેજ જુલમ છે અને આમાં વાજીબ સુન્નત વી૦ સમજવા માટે અકલથી સાબીત કર્યું છે તે સમજવા માટે છે, બાકી કેટલાંક અહકામ એવા છે કે આપણી અકકલમાં નથી આવતા તે આપણી સમજની કસુર છે "નાજી"

તો તે વાજીબ છે, અને અગર ન કરવાને સારૂં અને કરવાને ખરાબ સમજે તો તે હરામ છે, અને અગર કરવું ન કરવું બન્ને બરાબર છે તો તે મુબાહ છે, અને કરવા તરફ વધારે બુદ્ધી વલણ કરતી હોય તો તે મુસ્તહબ છે અને અગર ન કરવા તરફ બુદ્ધી વધારે વલણ કરતી હોયતો તે મકરૂહ છે, અને તે પણ અહકામે શરઅની પાંચ કીસમો ( વિભાગ ) છે અને તેનોજ હુકમ આપણને આપવામાં આવ્યો છે, અગર આપણે અકકલની પૈરવી કરીયે અને ખુદાના હુકમને માનીયે તો સવાબ પામવાના હકદાર થઇ શું અને અગર ન માનીયે તો શીક્ષા એટલે અઝાબને પાત્ર થઇ શું, જેવી કરણી તેવી પાર ઉતરણી! અગર કોઇ બુરૂ કામ આપણી પાસે આપણને મજબુર અને લાચાર કરી કરાવે તો તે ઝાલિમ ઠરે છે; પણ ખુદા કોઈ ઉપર જુલમ કરતો નથી કર્યો નથી અનેકરશે પણ નહીં તેમજ ખુદા પોતાના બંદાઓને એવી બંદગી અને તાબેદારીનો હુકમ કરતો નથી કે જે બંદાઓની શકતીમાં ન હોય તેમજ તે કોઈનું બેકાર ( કામ વિના ) રહેવું પસંદ કરતો નથી, તેણે પોતાના બંદાઓને તાબેદારી જાહેર કરવાનો હુકમ આપ્યો અને ઇબાદતથી તેઓની તાબેદારીને જાણે છે, અગર બંદાઓ પોતાના મતની ઇચ્છાઓને રોકીને એ અકકલની પયરવી કરે કે જે ખુદાના હુકમ પ્રમાણે હોય તો સવાબ પામે. અને અગર અકકલનો ઉપયોગ ન કરે અને પોતાના મનની ઇચ્છા

આમાંહે વર્તે તો ગુનેહગાર થઈ ખુદાના અઝાબમાં ફસે પણ ખુદા દયાવાન અને મેહેરબાન બંદાઓ ઉપર મહેરબાની કરનારો છે અને એથીજ તેણે પોતાના બંદાઓની હિદાયત કરવા માટે શાસ્ત્રો આપ્યાં અને પયગમ્બરો મોકલ્યા.

૩૯ ખુદા દયાવાન અને મહેરબાનીવાળો હોવાની શું દલીલ છે?

૪૦ અગર હકતઆલા પયગમ્બરોને પોતાના બંદાઓની હિદાયત માટે ન મોકલત અને બંદાઓને બુરા કામની શીક્ષા કરત તો બંદાઓ કહેત કે ઓ પરવરદિગાર તેં અમોને બુરા કૃત્યોથી જાણીતા કર્યા ન હતા તો અમોને શા માટે શીક્ષા કરી? આથી ખુદા ઉપર બંદાઓની હુજજત પુરી થઇ જાત અને ખુદાનું કૃત્ય જુલમ ઠરત, પણ ખુદા જુલમ કરતો નથી, અને જે બંદાઓ નેક કામ કરત તેઓને નેક કામનો બદલો આપવો નકામો થાત, પણ ખુદા હકીમ છે હીકમત અને મસલેહત વિનાનું કોઈ કામ કરતો નથી, અને તેથીજ તેણે પોતના બંદાઓ ઉપર પોતાની હુજજત તમામ કરવા માટે પયગમ્બરો મોકલ્યાં અને આ તેની બંદાઓ ઉપર એક મોટામોટી દયા અને મેહેરબાની છે.

પછી તે પછીના શુકરવાર ઉપર પરીક્ષા મુલતવી રહી.

———<>○○○<>———

# પરીક્ષા ૪ થી
# નોબુવ્વત વીશે

સ૦ નોબુવ્વત કોને કહે છે?

જ૦ ખુદાની તરફથી મનુષ્ય જાતીને હીદાયત કરવા માટે મનુષ્ય જાતીમાંથીજ એક માણસનું મુકરર થવાને અને મનુષ્યજાતી તરફ ખુદાના અહકામ પહોંચાડવાને.

સ૦ ખુદાની તરફથી કેટલાં પયગમ્બર આવ્યા?

જ૦ હઝરતે આદમ અ૦ થી હઝરતે ખાતેમુલઅં-બીયા રસુલે ખુદા મોહમદે મુસ્તફા સ૦ સુધી એક લાખ ચોવીસ હજાર પયગમ્બરો આવી ગયાં જેમાંના પાંચ પય-ગમ્બરો નવી શરીયતવાળા થયાં ૧ હઝરત નુહ ૨ હઝરત ઇબ્રાહીમ ૩ હઝરત મુસા ૪ હઝરત ઇસા ૫ હઝરતે રસુ-લે ખુદા* સ૦ અને બાકીના અંબીયાઓમાંના કેટલાક ઉપર સહીફા નાસીલ થયાં અને તેઓ પોતાના આગળના પયગ-મ્બરની શરીયત મુજબ હીદાયત કરતા હતા.

શરીયતવાળા પયગમ્બરોના તેઓ નાયબ સમાન હતા, અસબાતે બની ઇસરાઇલમાંથી બાર જણા અને ઇસા અ૦ ના હવારીયને ( શીષ્યો ) થયાં છે, તે સર્વેની બાઅદ ન-બુવતને પુરા કરનારા અને હિદાયતને ઠેઠ સુધી પહોંચાડ નારા આપણા છેલ્લાં પયગમ્બર હઝરતે ખાતે મુલઅંબીયા

*એ પાંચ કોણ કોણ છે તેમાં ઇખતેલાફછે " નાજી "

હઝરતે રસુલેખુદા સ૦ છે, હઝરતે મોહમ્મદ સ૦ દીકરા જનાબે અબદુલ્લાહના, અને અને અબદુલ્લાહ દીકરા અબદુલ્તલિબના, અને અબદુલ મુત્તલિબ દીકરા જનાબે હાશમના, અને હાશમ દીકરા જનાબે અબ્દેમનાફના તેઓ કુરૈશના કુળવંત કુટુંબમાંથી હતા અને તેઓની વંશાવળી એમને એમ હઝરતે ઇસમાઇલ ઝબીહુલ્લાહ બીન હઝરતે ઇબરાહીમ ખલીલુલ્લાહ સુધી પહોંચે છે !

૬૯૦ અમ્બીયાઓ કઈ સીફતોથી ઓળખાય છે.

જ૦ પહેલાં મોઅજીઝાથી એટલે એવી હયરત ભરી અને આશ્ચર્યકારક બાબતો કે જે પરવરદિગારની મદદ વિના કોઇ પણ માણસથી પ્રકૃતી વિરૂદ્ધ બની નશકે જેમકે હઝરતે મુસા અ૦ની લાકડી કેજ્યારે તેઓએ તેને જમીન ઉપર ફેંકી દીધી ત્યારે તે અજગર બની ગઈ અને જાદુગરોના સાંપોને ગળી ગઇ, અને જ્યારે તેને જમીનમાં ખોદી ત્યારે ઝાડ બની ગઇ, અને હઝરતે ઈસા અ૦ નું મુરદાઓને સજીવન કરવું અને જન્મના આંધળાઓને દેખતા કરવા, અને આપણા પયગમ્બર સ૦ નો મોહટો મોઅજીઝો કુરઆને શરીફ છે કે તેએ સમયમાં ઉતારવામાં આવ્યું કે જે સમયમાં ફસાહત અને બલાગતની મોહટી ચર્ચા ચાલતી હતી અને મોહટા પ્રવિણ શાએરો મવજુદ હતા અને તેઓ સઘળાં હઝરતની નબુવ્વતનો ઇનકાર કરતા હતા પણ તેઓમાંનો કોઇ કુરઆનેશરીફની આયતોના મુકાબલામાં એક આયત

પણ લાવી શકયા નહીં, ઉપરાંત કુરઆનેશરીફને લગતાં ઘણાં મોઅજીઝા છે. બીજુ આપણા પવિત્ર પયગમ્બરનો પડછાયો ન પડવો, તડકામાં તેઓના શીશ ઉપર વાદળે છાયો કરવો, અને હઝરતના ઇશારાથી ચંદ્રના બે ટુકડા થઈ જવા, અને આંગળીઓમાંથી પાણીના ઝરા અને નેહ-રોજારી થવી, અને થોડા ખાણા વડે પુષ્કળ માણસોને પેટભર ખવરાવવા, તેઓના હાથમાં કાંકરાઓનું બોલવું અને તેઓની રીસાલતની શાહેદી આપવી, અને પહેરે લુ-ગડે થોડીજ વારમાં મેઅરાજે જવું એટલે સાતે આકાશો-ની સૈર કરતા કરતા અર્શો કુરસી સુધી જવું અને ત્યાંથી થોડીજ વારમાં પાછુ આવવું, અને જે જે બાબતો તેઓએ ફરમાવી હતી તે પ્રમાણેજ બનવું, એ સરવે આપણા પ-યગમ્બરના મોઅજીઝા છે અને એ મોઅજીઝા તેઓ પયગ-મ્બર હોવાની દલીલ છે, તેઓએ ફરમાવ્યુ હતુ કે હઝરતે અલી અ૦ ના માથા ઉપર તલવાર વાગશે, હઝરતે ઇમામે હસન અ૦ ઝેહરથી અને હઝરતે ઇમામે હુસયન અ૦ તલ-વારથી શહીદ થશે તે સઘળું તેમજ થયું, તેઓએ ફરમાવ્યુ હતું કે ત્રણ ટોળાઓ હઝરતેઅલી અ૦ થી બાગી (દ્રોહી) થઇને લડશે અને તેમજ થયું ઉપરાંત તેઓએ મુરદાઓને સજીવન કરવા અને ઉપાય વિનાના રોગીલાઓને તંદુરસ્ત કરવા, આંધળાઓને દેખતા કરવા ઇત્યાદી ઇત્યાદી હઝ-રતના હજારો મોઅજીઝા છે.

તેઓની બીજી સીફત મઅસુમીયત છે એટલે તેઓ

હરેક ન્હાના મોહટાં ગુનાહોથી જન્મથી કે મરણ સુધી પાક પાકીઝા હતા અને આસીફત હરેક પયગમ્બર માટેછે. ત્રીજી સીફત એ છે કે પયગમ્બરો પોતાની ઉમ્મતના સર્વે લોકો કરતાં સર્વે બાબતોમાં અફઝલ હોવા જોઈએ.

સ૦ અંબીયાઓ મઅસુમ હોવાનું કારણ શું?

જ૦ અગર અંબીયા મઅસુમ ન હોત અને તેઓથી ગુનાહ થાત તો તેઓ પણ સામાન્ય લોકો જેવા રહેત અને તેઓની કહેણી કહેણીનો વિશ્વાસ રહેત નહીં અને ઉમ્મત તેઓને પોતાના જેવાં સમજતી અને તેથી તેઓની તાબેદારી ન કરતી તેથી જરૂર અંબીયાઓ મઅસુમ હોવા જોઈએ કે જેથી તેઓની કહેણી રહેણી ઉપર વિશ્વાસ રાખી શકાય અને લોકો સાફ સ્વચ્છ એઅતેકાદથી તેઓની તાબેદારી કરે.

સ૦ અંબીયાઓની સાધારણ સીફાતોનું બયાન કરો.

જ૦ અક્કલ અને સમજમાં સંપુર્ણ કામીલ સર્વકરતાં સર્વે વાતે ચઢીયાતાં, શરીર કે માનસિક ખોડખામી વિનાના, સર્વે જાતની વિદ્યાઓને જાણનારા અને ગૈબની બાબતો બતલાવનારા, ખુદા પરસ્ત બાપના દીકરા હોવાં જોઈયે* અને જેટલાં પયગમ્બર થયાં તેટલાં સર્વે તેવાંજ હતાં,

* એટલે તેઓના બાપદાદા હ૦ આદમ અ૦ સુધી કોઈ પણ કોઈ વખતે મુશરીક કે કાફર વી૦ હોવા ન જોઈએ, અસલથી ખુદાને માનનારા હોવા જોઈએ "નાજી"

તેઓની નેકી જાણપ્રસિધ્ધ હતી તેઓ કોઇ ચીજને ભુ-
લતા ન હતા, તેઓની શરમની જગ્યાઓને કોઇએ જોએલ
નથી આ સર્વે મલાયકાઓ કરતાં અફઝલ હતાં, અને આ-
પણા પયગમ્બર હઝરતે રસુલેખુદા સ૦ સર્વે પયગમ્બરોના
સરદાર સરતાજ અને તેઓ સર્વે કરતાં અફઝલ છે.

પરીક્ષા મુકતવીરલી

---

## ૫ મી પરીક્ષા
## ઈમામત વિશે

---

**સ૦** ઇમામની વ્યાખ્યા બયાન કરો.

**જ૦** પયગમ્બરે આખેરૂઝ્ઝમાનના દીન દુન્યા સબંધીના
કામો જે માણસની સાથે સબંધ રાખતા હોય તેને પયગ-
મ્બરનો નાયબ ખલીફો જાનશીન વસી અને ઇમામ કહે છે.

**સ૦** ઇમામતની શીશી શરતો છે?

**જ૦** પ્રથમ ખુદા અને પછી રસુલ તરફથી પ્રતિનિધી
તરીકે હોવું, અને ઇમામે દીનનું સરંક્ષણ અને લોકોને હ-
કની હીદાયત કરવી. અને પયગમ્બરની બાઅદ પયગમ્બરની
જે બાબતો હોય તે હમેશા માટે તેમાં હોવી જોઇએ અને
તેના કેટલાંક વિભાગ છે નસ્સેખફી અને નસ્સેજલી અને
મોઅજીઝો, નસ્સેખફી એ છે કે છેલ્લાં પયગમ્બરે અથવા પ્રથ-
મના ઇમામે તેના માટે મેળાવડામાં તેને પોતાનો ખલીફો

બનાવ્યો હોય અથવા બયાન કરવાની શરૂઆતથી અથવા તેની સાથેના સલુકથી તેને ખલીફા નીમ્યો હોય તેમ જણાતું હોય, અને નસ્સેજલી એ છે કે પયગમ્બરે મ્હોટા મેળાવડામાં તેનું પોતાની બાઅદ પોતાના ખલીફા હોવાનું ખુદાના હુકમથી કહ્યું હોય જેમકે હઝરતે રસુલેખુદા સ૦ ગદીરે ખુમનામની જગ્યાએ એક લાખ ચોવીસ હજાર* માણસો સમક્ષ હઝરતેઅલી ઇબ્નેઅબી તાલિબ અ૦ ને પોતાના ખલીફા અને વસી બનાવ્યા, અને ઇમામના હાથથી મોઅજીઝો જાહેર થવો જોઇએ કેમકે તે દલીલ છે એ બાતની કે તે ઇમામ ખુદાની તરફથી છે અને પોતાના દાવામાં સાચો છે કેમકે પરવર દિગારની સ્હાય વિના સ્વભાવ વિરૂધ કોઇ પણ બાબત બનવી નામુમકીન છે અને ખુદા જુઠાના હાથ ઉપર કદી મોઅજીઝા જાહેર કરતો નથી અને મોઅજીઝા હઝરતેઅલી ઇબ્ને અબીતાલિબ અ૦ અને બીજા ઇમામો હોદાના એટલાં છે કે તે વડે ફરી કેનની કીતાબો ભરપુર પડી છે, જેમકે ખયબરના કીલ્લાને બે આંગળીથી ઉખાડી નાંખવો, તેઓ સાથે અજગરનું વાતો કરવું, જીન્નોની સાથે યુદ્ધ કરવું, સુર્યનુ અસ્તથવા પછી પાછું પલટી આવવું, જમીન અને પહાડની અંદરથી બોજ લાદેલા ઉંટો કાઢવા, સલમાને ફારસીને દફન કરવા માટે મદીનાથી મદાયન જવું, અને થોડીજ વારમાં દફન કરી

ગણત્રીમાં ઇખતેલાફ છે " નાજી "

પાછા આવવું, અને ભવિષ્ય વાણીયો ભાખવી અને તેજ પ્રમાણે થવું એ સર્વે તેઓના મોઅજીઝા સુર્ય સમાન પ્રકાશિત છે.

બીજી ઇસમત એટલે પયગમ્બરની જેમ સર્વે ન્હાના મોહટા ગુનાહોથી પાક હોવું કે જેથી તેઓની કહેણી રહેણી ઉપર વિશ્વાસ રખાય.

ત્રીજું સર્વ સ્ષ્ટી ઉપર પયગમ્બરની જેમ તેઓની અફઝલીયત.

ચોથુ સઘળાં કરતાં વધારે અઅલમ (વધારે વિદ્દવાન) હોવું અને સઘળી જાતના ઇલ્મોમાં પ્રવિણ હોવું, દરેક ભાષાને જાણવું, અને આ સરવે બાબતો ઇમામોમાં હજાતેની સાબીતી દરેક ફીરકાની કીતાબમાંથી મળી શકેછે.

સ૦ ઇમામની ખાસ અને આમ સીફાતો બયાન કરો.

જ૦ ટુંકમાં એ કે ઇમામે કદી મુર્તીને સીજદા કર્યા ન હોય અવ્વલ ઉમ્મરથી આખર ઉમ્મર સુધી કોઇ પણ ન્હાનો કે મોહટો ગુનાહ કર્યો ન હોય, અને ઇમામના બાપદાદા પણ અસલથીજ ખુદાએ વહુદહુ લાશરીકનેજ માનનારા હોય, અને હઝરતે રસુલેખુદા સ૦ ના વસી હઝરત અલી છે તેઓ હઝરતે રસુલેખુદા મોહમ્મદે મુસ્તફા સ૦ ની લાડલી પુત્રી જનાબે ફાતેમાં ઝેહરાના શવહરછે જનાબે હસનેન અ૦ ના પિતા છે શુરવીર એવા હતા કે પયગમ્બર સાહેબે તેઓને કરરાર ગયરેફરરાર ખીતાબ આપ્યોછે

અને ફીરીશ્તાઓએ તેઓની શાનમાં લાફતા હલ્લાઅલી લાસયફ ઇલ્લા ઝુલફકાર કહ્યું છે. અને સખાવત એવી હતી કે ખુદાએત આલાએ તેઓની તારીફમાં હલઅતા નોસુરે-નાઝીલ કર્યો હલ્મ એવું કે હઝરતે રસુલેખુદા સ૦ તેઓની શાનમાં " અલીયુન બાબોહા " ફરમાવ્યું, સબ્ર એવો કે તેઓએ લાખો મુસીબ્તો અને બલાઓ ઉપાડી પણ સબર કર્યો આબિદ એવાં કે તીરોના વરસાદમાં પણ નવાફીલ ન-માઝો મુકી નહીં અને નમાઝની હાલતમાં તેઓના પગમ થી તીર ખેંચી લીધુ પણ તેઓને ખબર પડી નહી, ઝાહેદ એવાં કે હમેશાં તેઓએ જવની રોટલી ખાધી. અને એકજ જોડ કપડા પર નીભાવ કર્યો, રહીમ એવાં કે રોટલી અને અ-નાજનો ગાંસડો બાંધી પોતાની પીઠ ઉપર મુકી ગરીબ અને મોહતાજને ખવરાવવા લઇ જતા હતા, મુકર્રબ એવા કે મેઅરાજની રાતરે ખુદાએ તઆલાએ પોતાના હબીબની સાથે તેઓનાજ બોલવાની ઢબથી વાતો કરી ખુદાએતઆલાએ કુરઆનમાં તેઓને નફસે પયગમ્બર ખીતાબ આપ્યો, પયગમ્બરે તેઓની શાનમાં વારંવાર લહમક લહમી દમ્મક દમ્મી સલ્લમોક સલ્લમી, હરબોક હરબી ફરમાવ્યું, હઝરતે રસુલેખુદા સ૦ પોતે અને તેઓ એકજ નુરથી હોવાનું ફરમાવ્યું જેહદીસમા રવશન છે તે-ઓનું પણ હબીબે ખુદાહોવું હદીસો શરીફથી રવશન છે, તેઓએ એટલી ભવિષ્ય વાણીયો કહી કે ફરીકૈનની કી-તાબો ભરપુર છે, તેઓની બાઅદ તેઓના અગીયાર પુત્રો

ઇમામ થયાં, તે તમામ ઇમામના નામ સંભળાવ્યા.

બારમા ઇમામ હજરતે ઇમામે મેહદી અ૦ જીવતા અને મવજીદ છે, તેઓ આખર જમાનામાં ખુરૂજ કરશે તેઓનો જન્મ સુરેમન રાએમાં હી૦ સ૦ ૨૫૫ ના શાઅબાન મા. સની પંદરમી રાતે થયો ખુદાના હુકમથી તેઓ અદ્રશ્યછે તેઓ પોતાના પિતા હજરતે ઇમામે હસનઅસકરી અ૦ ની વફાતના દીવસે જાહેર થયાં હતા. વકીલોની મારફતથી મોઅમેનીનની અરઝીયો અને હદીયાઓ તેઓ પાસે પહોં-ચતાં હતા અને તે ઝમાનાને ગયબતે સુગરા કહે છે અને અરઝીયોના જવાબને તવકીઆત કહે છે હી૦ સ૦ ૩૨૯ થી વકીલોનો સીલસીલો બંધ થયો અને એજ ગયબતે કુ-બરાની શરૂઆત છે. અલ્લાહુમ્મ અજજીલ ઝોહુરહુ. આ સરવે ઇમામો મઅસુમ છે, તેઓ પોતાનો કાયમ મકામ નીમતા આવ્યા છે. અને તે બારે ઇમામોમાંના એકનો મુન-કિર તે બારે ઇમામનો મુનકીર છે, જેમકે હજરતે રસુલેખુદા સ૦ ફરમાવ્યું છે કે જે કોઇ પોતાના ઝમાનાના ઇમામને ન ઓળખે તે કાફરની મૌતે મરે છે.

**સ૦** શું એવી રીતે બની શકતુ નથી કે ઉમ્મતના બે ચાર જણા એકઠાં થઇ પોતામાંથી કોઇને પોતાનો ખલી-ફો બનાવી લે અને પછી તેની તાબેદારી કરે ?

**જ૦** ઉમ્મતથી ખલીફા બનાવવાનો કોઇ પણ રીતે અધિકાર નથી અને તેના કેટલાંક કારણો છે ! હજરતે આ-દમ અ૦ થી તે હજરતે ઇસા અ૦ સુધી સર્વે પયગમ્બરોના ખલીફા અને જાનશીન પરવરદિગારના હુકમથી થતા આવ્યા

છે, ખુદાના હુકમ શીવાય પયગમ્બરને પોતાનો ખલીફો બનાવવાનો કશો અધિકાર નથી તો જ્યારે પોતે પયગમ્બરને પોતાની મરજીથી ખલીફો બનાવવાનો અધિકાર નથી ત્યારે ઉમ્માતને તો વળી એ અધિકાર કયાંથીજ હોય?? અગર એવો અધિકાર હોત તો જરૂર કુરઆને મજીદમાં તેનું વર્ણન હોત.

૨ જુ એકે બીચારા લોકોને એ ખબર કયાંથી હોય કે જેને આપણે આજે ખલીફો બનાવીયે છીયે તે કાલે કેવો નીકળશે રબ્બુલ આલમીન શીવાય કોઇ ગૈબની બાબતને અને પરિણામને જાણી શકતું નથી, અગર આજ કોઇને ખલીફો બનાવી લઇયે અને કાલે તે ખુદા અને રસુલના અહકામ વિરૂદ્ધ વર્તે તો તેને કોણ રોકનાર છે? અને તેથી ખલકતને હીદાયત કરવાનો જે અસલી મતલબ છે તે રહેતો નથી.

૩ જુ એકે હઝરતે મુસા અ૦ મીકાત માટે પોતાની કૌમ બનીઇસરાઇલમાંથી સીત્તેર માણસોને ચુંટીને લઇ ગયા, તેઓ સઘળા "કોહેતુર" ઉપર જઇને કહેવા લાગ્યા કે જયાં સુધી અમે ખુદાને આંખો વડે જોઇશું નહીં ત્યાં સુધી ઇમાન લાવીશું નહીં.

એટલે સુધી કે ખુદાનો અઝાબ નાઝીલ થયો અને તેઓ સઘળાં બળીગયા, જ્યારે એવા ઓલુલ અઝમ પયગમ્બરની ચુંટણી એવી નીકળી ત્યારે ઉમ્મતના સામાન્ય લોકોની ચુંટણી કયાંથી ખરી હોય ?

૪ થું એ કે જ્યારે ખુદા અને રસુલે પોતાની ઉમ્મતને આવા અખિકારો આપ્યા ન હોય ત્યારે તેઓને એવી બાબતોમાં દખલ દેવાનો શો અખિકાર છે.

૫ મું એકે બે ચાર માણસો મળીને કોઇને ખલીફા બનાવી લે તો તે ખલીફના હુકમની તાબેદારી દીની બાબતોમાં ખુદા અને તેના રસુલના હુકમની નેમ કરવી કેવી રીતે વાજીબ થઇ શકે છે?

૬ ઠું એકે અહલે ઇસલામના ઇત્તેફાક ( એકમત ) ની રૂએ માત્ર ગણત્રીના માણસો શીવાય બીજું કોઇ મઅસુમ નથી; તો દરેકથી ભુલ થઇ જવી મુમકીન છે, તો જયારે તેઓથી ભુલ ચુક થઇ જવાનો સંભવ રહે છે ત્યારે તેઓનું કૃત્ય કેવી રીતે અમલ કરવાનો જોગ ઠરે?

પરીક્ષા મુલતવી રહી.



## ૬ ઠી પરીક્ષા



## કયામત વીશે

**સ૦** મઆદ શાને કહે છે?

**જ૦** મોત પછી મખલુકાતના પાછા સજીવન થવાને અને તેને કયામત પણ કહે છે. શીયાઓના એઅતેકાદ પ્રમાણે બે વખત કયામત થનાર છે એક જયારે જનાબે ઇમામે સાહેબુઝ્ઝમાનઅ૦ ખુરૂજ કરશે ત્યારે, અને તેને કયામતે

સુગરા કહે છે, પુરા મુનાફેકો એટલે અહલેબૈત અલયહે મુસલમાનના દુશ્મનો અને ખાસ મોઅમિનો એટલે અહલે બૈત અ૦ ના દોસ્તો અને જનાબે રસુલેખુદા સ૦ અને અઇમ્મએ તાહેરીન અ૦ જીવતા થશે અને દરેક ઝાલિમ ઉપર દુન્યામાં અઝાબ થશે અને જેઓ મઝલુમ હશે તેઓ પોતાના ઉપર ઝુલમ કરનારાઓ પાસેથી બદલો લેશે, અને જ્યાં સુધી અલ્લાહની મરજી હશે ત્યાં સુધી હઝરતે રસુલે-ખુદા સ૦ અને અઇમ્મએ હોદા અ૦ એક પછી એક વારા ફરતી આખી દુન્યા ઉપર રાજ્ય કરશે અને આખી પૃથ્વિ ઉપર એકજ હક મઝહબ જારી હશે, જયારે આ હઝરતોની રાજય કરવાની મુદત પુરી થઇ જશે અને તે હઝરતની પવિત્ર જાતોથી દુન્યા ખાલી થઇ જશે તે વખતે કયામતે કુબરાના ચીન્હ જણાશે

**સ૦ આ એઅતેકાદની કાંઇ સાબેતી છે?**

**જ૦** કુરઆને શરીફની ઘણી આયતોમાં એ વિશેના ઇશારા છે જેમકે મુનાફીકોના વર્ણનમાં ખુદાએ તઆલા ફરમાવે છે કે "વયો અઝ્ઝેબો હુમ મર્રેતયન " અમે તેઓ ઉપર બે વખત અઝાબ કરીશું તો બે વખતના અઝાબથી મતલબ કયામતે સુગરા અને કયામતે કુબરા શીવાય બીજો કાંઇ જણાતો નથી અને જો આપણે પહેલાં અઝાબને કબરનો અઝાબ ગણીયે અને બીજી વખતના અઝાબથી મુરાદ કયામતનો અઝાબ ગણીયે તો તે તાવીલ પણ ઠીક નથી

કેમકે કબરનો અઝાબતો કાફેરો માટે પણ છે અને અહલે ઇસ્લામના ગુન્હેગારો માટે પણ છે એમાં કાંઈ મુનાફીકોનું ખાસપણું નથી; અને આયતની ઢબ ઉપરથી સાફ જણાય છેકે પહેલી વખતનો અઝાબ બીજા વખતના અઝાબ જેવો હશે એટલે જેવી રીતે કયામતમાં માણુસોને સજીવન કરીને અઝાબ કરશે તેવી રીતે કયામતે સુગરામાં પણ સજીવન કરીને અઝાબ કરશે.

## કયામતે કુબરા

એટલે હકતઆલા આ ખલકતને ફના અને નાબુદ કર્યા બાદ વળી પાછા પૈદા કરશે, નેક લોકોને નેકીનો બદલો અને બદ લોકોને બદીનો બદલો મળશે અને મરણના વખતથી તે કયામત સુધીના વખતને અય્યામેબરઝખ કહે છે, જ્યારે માણુસ મરણને શરણ થાયછે અને તેને કબરમાં ઉતારવામાં આવે છે અથવા બીજી કોઇ સ્થિતીમાં હોય ત્યારે બે ફીરીશ્તા કે જેઓના નામ મુનકર અને નકીર છે તેઓ આવે છે અને મૈયીતને સજીવન કરીને સવાલ કરે છે ત્હારોરબ કોણ છે ત્હારોદીન કયો છે અને કિતાબ ત્હારીશું ત્હારો પયગમ્બર કોણ છે ત્હારો ઇમામ કોણ છે અને ત્હારા ઉસોલેદીન શું છે? તો જે માણુસનો એઅતેકાદ પાક અને સાફ હોયછે તે જવાબ આપેછે, મ્હારો રબ અલ્લાહછે દીન મ્હારો ઇસ્લામ છે કીબલો મ્હારો કઅબા છે અને કિતાબ મારી કુરઆને શરીફ છે, અને પયગમબર અને ઇમામના જવાબમાં હઝરતે રસુલે ખુદા-સ૦ અને અઇમ્મએ ઇસ્ના-

અશરના નામ બતાવે છે અને ઉસુલેદીન જાહેર કરે છે. અને જેનુ ઇમાન અને એઅ્તેકાદ ઠીક નથી હોતો તે જવાબ નથી આપી શકતો અથવા જો જવાબ આપે છે તો ગલત જવાબ આપે છે ફીરીશતા મોઅમીનને વાસ્તે કબર ના સીરહાનેથી એક દરવાજો ખોલીદે છે જે વાટે થઇ બેહીશતનો પવન આવે છે, અને બદ એઅતેકાદ લોકોના માટે કબરની પાંગતથી એક દરવાજો ખોલી આપે છે જે વાટે થઇ જહન્નમની આંચ આવે છે, અને તે વખતે રૂહનો સંબંધ શરીર સાથે એવો રહે છે કે તેને તે તકલીફો અથવા રાહતો પહોંચે છે, પછી મોઅમીનની રૂહ "વાદીઉસસલામ" મા રાહત અને આરામથી રહે છે, અને કાફરની રૂહ "વાદીયેબરહુત" મા અથવા જયાં ખુદાને મનજુર હોય ત્યાં અઝાબમાં રહે છે, જયારે આ દુનયા હઝરતે મઅસુમીન અ૦ની જાતે મુબારકથી ખાલી થઇ જશે અને ખુદાની મશિય્યત હશે ત્યારે સરાફીલ સુર ફુંકશે, આકાશો ફાટી જઈ પડી જશે; જમીન પાણી થઇ જશે, પાણી પવન થઇ જશે અને પવન ફના થઇ જશે, ખુદાની જાત શીવાય કોઈ ચીજ બાકી રહેશે નહીં, પછી વળી જ્યારે ચાહશે ત્યારે ખુદાએ તઆલા પહેલાંથી કે છેલ્લે સુધી સરવે મખલુકાતને સજીવન કરશે અને હશરના મયદાનમાં એકઠી કરશે, જયાં જમીન ધગધગતા લોઢાની જેમ બળતી હશે, સુર્ય સવા નેઝે માથા ઉપર તપતો હશે અઅમાલ તોલવાના ત્રાજવા ઉભા કરવામાં આવશે, જહન્નમના મોં-

જ ઉપર સેરાતનો પુલ નાખવામાં આવશે જે વાળ કરતાં વધારે બારીક અને તલવારની ધાર કરતા વધારે તેઝ હશે અને બંદાના અઅમાલ ત્રાજવામાં તોલવામાં આવશે, હાથ પગ સર્વે શરીરના બીજા અવયવો અઅમાલ વીશે સાક્ષી આપશે, જેઓના એઅતેકાદ સહીહ અને સાચા હશે તેઓ માટે હઝરતે રસુલે ખુદા સ૦ અને અઇમ્મએ હોદા અ૦ શફાઅત કરશે, જેઓને નામએ અઅમાલ જમણા હાથમાં આપવામાં આવશે તેઓ પુલેસેરાત ઉપરથી વીજળીની જેમ પસાર થઇ બેહીશ્તમાં દાખલ થશે, અને જેઓના એઅતેકાદ સહીહ નથી તેઓને પણ પુલેસેરાત ઉપરથી પસાર થવું પડશે, જેઓ બેહીશ્તમાં દાખલ થશે તેઓ હમેશા ત્યાંની નેઅમતોનો મઝા ચાખતા રહેશે, અને જેઓ જહન્નમમાં જશે તેમાં કેટલાંક અહેલેશરાજહન્નમમાં અઝાબ ભોગવ્યા કરશે, બેહીશ્તમાં એક મોહટી હોઝ છે જેને **કવસર** કહે છે, તેના કીનારા ઉપર આકાશના તારાઓ જેટલાં ચાંદી અને સોનાના વાસણો પડયા રહે છે, હઝરતે રસુલે ખુદા સ૦ અને અઇમ્મએ હોદા અ૦ પોતાના હાથ વડે પોતાના દોસ્તોને તે હવઝે કવસરમાંથી પાણી પાશે, જેનું પાણી દુધ કરતાં વધારે સફેદ અને બરફ કરતાં વધારે ઠંડુ અને મધ કરતાં વધારે મીઠું હશે, અને જે તેનું પાણી પીશે તે કદી તરસ્યો થશે નહીં, આ સરવે વાતો તફસીલ-વાર તફસીર અને હદીસોની કીતાબોમાં લખેલી છે.

આટલી પરિક્ષા લઇ હવે ફુરૂએદીનની પરિક્ષા લેવા માટે આવતો શુક્રવાર ઠેરાવ્યો.



## ૭ મી પરિક્ષા.



### ફુરૂએદીન વીશે.

નિયમ પ્રમાણે શુક્રવારે સહુ એકઠા થયાં અને મોલ્વી સાહેબે પરિક્ષા લેવી શુરૂ કીધી.

સ૦ ફુરૂએદીન કોને કહે છે ?

જ૦ ફુરૂએદીન વીશે આલીમોનો મતભેદ છે, કેટલાકોએ લખ્યું છે કે ફુરૂએદીન દસ છે. ૧-નમાઝ, ૨-રોઝા, ૩-ખુમ્સ, ૪-ઝકાત, ૫-હજ; ૬-જહાદ; ૭-અમ્રબીલમઅરૂફ; ૮-નેહીઅઝમુનકર, ૯-તવલ્લા, ૧૦-બેઝારી. અને કેટલાંકોએ ફુરૂએદીનને ૭ ગણેલ છે, અને સાત આઠ અને નવને દીનની જરૂરીયાત અને વાજીબાત ઠેરાવેલ છે.

સ૦ ફુરૂએદીનની તફસીલ પછી પુછવામાં આવશે. હમણાં એટલું કહો કે શરીયતના કેવી રીતે પ્રકાર પાડી શકાય છે ?

જ૦ આખી શરીયતના ચાર પ્રકાર કરી શકીયે છીએ, ૧—ઇબાદત, જેવાં નમાઝ રોઝા ખુમ્સ ઝકાત હજ જહાદ ઉપરાંત બીજી ઇબાદત છે, ૨—ઉકુદ, એટલે એ

વહેવાર કે જે બે માણસો વચ્ચે થાય છે જેમકે બે માણસોમાં કોલ કરાર થાય છે જેમકે નીકાહ લેવડ દેવડ ઇત્યાદી ઇત્યાદી, ૩—ઇકાઆત એટલે એ બાબત કે જે એકજ માણસ તરફથી કરવામાં આવે છે જેમકે તલાક ઇત્યાદી ૪—અહકામ એટલે હુકમો (શિક્ષાઓ) હરામ હલાલના હુકમો, ખરાબ ચીજોની મનાઇયો, શીકારમાં હરામ હલાલ ના હુકમો ઈત્યાદી ઇત્યાદી

સ૦ હવે ફરૂએદીનને તફસીલવાર બયાન કરો.

જ૦ ફુરૂએદીનમાં સરવેથી શ્રેષ્ટ નમાઝ છે અને નમાઝનો મુકદ્દમો તહારત છે, અને તહારત બે પ્રકારની હોય છે એક આમ અને બીજી ખાસ, તહારતે આમ કોઇ કોઇ નજીસ ચીજ પાક કરવાને કહે છે. અને નજીસ ચીજ દસ છે.

સ૦ તહારતે ખાસ કેટલાં પ્રકારના છે ?

જ૦ ત્રણ પ્રકાર, ૧—ગુસલ, ૨—વઝુ ૩—તયમ્મુમ, દરેક વાજીબ છે કે સુન્નત ?

ખાનમ સાહેબ= ગુસલનુ બયાન ન પુછતાં કેમકે તેનું બયાન કરતાં છોકરીયો શરમાશે.

મોલવી સાહેબ=ઘણું સારૂં, હું પણ પુછત નહીં.

છોકરીયો=૭ ગુસલ વાજીબ છે, ત્રણ પુરૂષો ઉપર અને છઅ સ્ત્રીયોપર, અને ઘણાં ખરા ગુસલ જેવાંકે ગુસ્લે જુમઆ અને ઇદના ઝીયારત વીગેરા સુન્નત છે, અને ત-

ચમ્મુમ ગુસલના બદલે પણ થઇ શકે છે અને વઝુના બદલે પણ થઈ શકે છે, પણ તેમાં કેટલીક શરતો છે, અને દરરોઝની નમાઝ એકાવન રકઅત છે, જેમાંની સત્તર ફરજ અને બાકીની ચોતરીસ સુન્નત, સવારની બે, ઝોહરની ચાર, અસરની ચાર, મગરીબની ત્રણ, અને ઇશાની ચાર. એ ફરઝ, અને સુન્નત ઝોહરની પહેલાં આઠ, અસરની પહેલાં આઠ, મગરીબની બઅદ ચાર, ઇશાની બઅદ બે રકઅત બેસીને, અને તહજ્જુદની ૧૧ રકાત.

અને વાજીબ નમાઝો બીજી પણ છે, જેમકે ચંદ્ર ગ્રહણ સુર્ય ગ્રહણ ધરતી કંપની વી૦ અને સુન્નત નમાઝ ઘણી છે, જેમકે નમાઝે હઝરતે જઅફરે તય્યાર, વી૦ વી૦

પછી રોઝા, ઝકાત, ખુમ્સ, હજ, વી૦ બાકીના ફુરૂએદીન પુછયા, અને છોકરીયોએ બરાબર જવાબ આપ્યા.

મોલવી સાહેબ ઘણાં ખુશી થયાં અને ખાનમ સાહેબને બેહદ શાબાશી આપીને કહ્યું આપ તો દીનના ચીરાગ છો ખુદા આપને જઝાએ ખયર આતા કરે,

ખાનમ સાહેબે કહ્યું સાહેબ આપ લાયક છો તેથી એવા શબ્દ વાપરો છો નહીં તો લોંડી તો આપના પગની ખાક બરાબર નથી.

વખત ઘણો થઇ ગયો તેથી બાકીની પરીક્ષા મુલતવી રહી.

———o—o—o———

## ૯મી પરિક્ષા



### હીસાબ વીશે.

મોલવી સાહેબે ખાનમ સાહેબને કહ્યું માશાઅલ્લાહ કુરૂએદીનતો ઘણી સારી પેઠે શીખવાડયા છે હવે હું તેણી-ઓને હીસાબ સંબંધી કાંઇ પુછીશ

ખાનમ સાહેબ=હીસાબ તો હુંજ શીખી નથી તો તેઓને કયાંથી શીખવાડત ? હા કાંઇ જરૂર જેટલું બતાવ્યું છે,

સ૦ હીસાબની સંખ્યા કેટલી છે ?

જ૦ ઘણી છે અમો જે સીખ્યું તે આ છે, એકમ, દસક, સો. હજાર, દસ હજાર, લાખ, દસ લાખ, કરોડ, દસ કરોડ,

સ૦ સો રૂપીયામાંથી બાસઠ રૂપીયા ખરચ કર્યા તો કેટલાં રહ્યા ?

જ૦ આડતરીસ.

સ૦ હરેક માણસનો ફીતરો સવાત્રણ શેર ઘઉં છે તો ચાળીસ માણસનો કેટલો થયો ? અને સોળ શેરનો ભાવ છે તો તેના કેટલાં પઇશા થયાં ?

જ૦ ત્રણ મણ દસ શેર ઘઉં થયા અને કીંમત આઠ રૂપીયા બે આના થયાં.

સ૦ સિકકો કોને કહે છે ?

જ૦ સિક્કા ત્રણ પ્રકારના હોય છે, સોનાનો, ચાંદાનો, અને તાંબાનો.

સ૦ તેના નામ જાણો છો ?

જ૦ હા ! ગીની, રૂપીયો, પઇશા,

સ૦ ગીનીના કેટલા રૂપીયા ?

જ૦ પંદર.

સ૦ રૂપીયાના કેટલા પઇસા ?

જ૦ ચોસઠ.

સ૦ માપનો શો હીસાબ છે ?

જ૦ તમે જે માપ વીશે પુછો છો તેતો અમે શીખ્યા નથી અમે તો હદ્દે કસ્ર અને ફુરનો હીસાબ શીખ્યા છીયે, ફુરનુ માપ સાધારણ વેંતથી સાડા ત્રણ વેંત લંબાઇ અને એટલીજ પહોળાઇ અને એટલીજ ઉંડાઇ છે, અને કસ્રની હદ શરઇ આઠ ફરસખ છે, અને દરેક ફરસખ ત્રણ માઇલનો હોય છે અને દરેક માઇલ ચાર હજાર હાથનો, તે હીસાબે શવા સત્તાવીસ માઇલ અને એંશા હાથ થાય છે કે તેટલો અથવા તેથી વધારે છેટાની મુસાફરી હોય તો નમાઝ કસર પડે

સ૦ કોઇ હરામ કામ માટે મુસાફરી કરે તોપણ નમાઝ કસર પડે કે નહીં ?

જ૦ સાહેબ એ તો હલાલ મુસાફરી કરનાર માટે ખુદાની મેહરબાની છે, કે તે કસર પડે, અને હરામ મુસાફરી કરનાર માટે પુરી પડવાનો હુકમ છે.

૭૦ અમે તોલનો હીસાબ તો શીખીયા નથી પણ હા એટલું જાણીએ છીયે કે ચાર જવભારની એક રતી, અને આઠ રતીનો એક માશો. અને બાર માશાનો એક તોલો, અને અગીયાર માશાનો મ્હેરેદાર રૂપીયો, અને ચાલીસ રૂપીયા ભારનો એક શેર, અને ચાલીસ શેરનો મણ

મોલવી સાહેબ=મારા અલ્લાહ ઘણાં સારા જવાબ આપ્યા જો કે છોકરીયોની બુદ્ધીના મ્હારે વખાણ કરવા જોઇએ પણ હું તો ખાનમ સાહેબના વખાણ કરીશ કેમકે તેઓએ એવા ઢપથી શીક્ષણ આપ્યું છે કે જેમાંનું છોકરીયો જરાએ ભુલવા પામી નથી. ખુદાએ તઆલા તેમને જઝાએ ખેર આપે, હવે તો વખત નથી રહયો ઈનશા અલ્લાહ આવતા શુક્રવારે તમારા હુન્નરની પરિક્ષા લઇશ.

## ૧૦ મી પરીક્ષા
## હુન્નર વીશે

પછી વળી શુક્રવારના દીવસે નિયમ પ્રમાણે સર્વે જણ એકઠા થયા પરિક્ષા લેવી શરૂ કરી.

મીર સાહેબ=આજ પહેલા સોયનું કામ દેખાડવામાં આવે.

ખાનમ સાહેબ=પહેલાં આપ બેગમ સાહેબને પુછી લયો કે અત્યાર સુધી જે ચીજો તૈયાર કરવામાં આવી છે તે બધી છોકરીઓના હાથની છે કે નહીં?

મીર સાહેબની બ્હેન=જ્યારથી હું જોઉછું ત્યારથી રાત અને દીવસ છોકરીયોને સોયના કામમાં ગુંથાએલ જોતી હતી, હા કાંઇ મુશ્કેલી પડતી ત્યારે તેણીયો ખાનમ સાહેબને પુછી લેતી પણ તેમાં ખાનમ સાહેબનો એક ટાંકો નથી.

છોકરી=પહેલાં અમે અમારા પિતાશ્રી માટે પાંચ ખુણાવાળી એક ટોપી શીવી હતી અને તે હમીદા બેગમે શીખવી હતી અને બીજી એક ટોપવેલ બુટા વાળી મેં શીવી હતી, તેમજ એક પચરંગી રૂમાલ ભરત કામનો ભર્યો હતો ઇત્યાદી બીજા ભરત કામ જે મવજુદ છે તે અમારાજ હાથના છે, પછી તે મોલવી સાહેબને જોવા માટે આપ્યા. મોલવી સાહેબે તેઓના શીવણ અને ભરતને જોઇને ઘણી તારીફ કીધી અને ખાનમ સાહેબને શાબાશી આપી.

મોલવી સાહેબને કામ હોવાથી બાહેર ગયા, પરીક્ષા બીજા જુમાને દીવસે મુલતવી રહી.



## પરીક્ષા ૧૧ મી
## રાંધવા પકાવા વીશે



ધારા પ્રમાણે સરવે જણ આવીને બેઠા મોલવી સાહેબે ભરત કામ વીશે વધારે પુછયું.

ખાનમ સાહેબ=મોલવી શાહેબ હવે રાંધવા પકાવવા વીશે પરીક્ષા લ્યો, આપ હર રોજ એકાદ બબે ચીજો પકા-

બેસી ખાતા જાઓ એટલે તમને કેવું રાંધે અને પકાવે છે તેની ખબર પડશે.

મીર સાહેબ=ઘણું સારૂં એમજ કરીશું.

સ૦ તમે એક શેર આટામાં કેટલી રોટલીયો પકાવી શકોછો ?

હમીદા—હું એક શેરની ચાળીસ સુધી પકાવી શકું છું.

સઇદા—હું શેરની તેત્રીસ સુધી પકાવી આપીશ.

સ૦ માંડાની રોટલી કેટલી પહોળી અને લાંબી પકાવી શકોછો ?

જ૦ હાથ કરતાં વધારે મોહટી.

સ૦ વરકી પરાઠા ( વાળેલી પડ ઉખડે એવી ) કેટલી જાતના પકાવી શકોછો?

જ૦ મીઠા પરાઠાને તવા ઉપર પકાવવામાં આવશે તેમાં ઘી અને સાકર સરખી જોઇશે. અને સલુની પરાઠામાં શેર દીઠ પોણો શેર ઘી જશે, અને મેંઝ ઉપરના પરાઠામાં બરાબર ઘી જોઇશે. ઇત્યાદી ઇત્યાદી પુરીયો ઢેબરાં, વી૦ જાત જાતના તલણુ અડદની ખીચડી તુએરની ખીચડી, સમોસાં ભજીયાં, ગુલગુલા મલાઇના ગુલગુલા પુલાવ ઝરદો બીરીયાન, મુઝફ્ફર ફીરની ઇત્યાદી જાત જાતના અને અનેક પ્રકારના પકવાનો રાંધતા આવડે છે?

સ૦ શાક પણ જાતજાતના રાંધતા આવડે છે ?

જ૦ હા બટાટા, ભીંડા, ભાજી, ગોશ્ત અને ગોસ્તના પણ કેટલીક જાતના શાક તરકારી વીગે પકાવતા શીખીયો છીયે.

સ૦ પુલાવ કેટલી જાતનો બને છે.

જ૦ ઘણી જાતનો બને છે જેમકે કોરમા પુલાવ, મચ્છી પુલાવ, કોફ્તા પુલાવ, મુરગા પુલાવ, બોટા પુલાવ, ખીરસાની પુલાવ, બેલાપુલાવ, અન્નાસ પુલાવ, વી૦

સ૦ મીઠા ચોખા પકાવે છે ત્યારે જરા કાચા રહે છે તો તે બરાબર ગળી જવાનો શો ઇલાજ છે?

જ૦ મીઠા ચોખા તપેલામાંથી લગનમાં કાઢો હુવા નાખે જ્યારે ગરમી ઓછી થાય તો મેદાની થોડી સફેદી કાઢી ચોખામાં મેળવી તપેલામાં નાખી ચુલા ઉપર ચડાવી દમ ઉપર રાખે, તો નરમ અને સારા થશે.

સ૦ બે ચાર દીવસ સુધી દુધ બગડે નહીં જામે નહીં તેમ ફાટે નહીં અને સારૂં રહે એવો ઇલાજ છે?

જ૦ એનો ઇલાજ ઘણો સેલો છે, સારૂ કોરૂ પાણી વિનાનું દુધ લઇને શેર દુધમાં રાતુ આખુ મરચુ કે જરાપણ ભાંગેલુ ન હોય તે તેમાં નાખી દુધ ગરમ કરે જ્યારે દુધ ખદખદે ત્યારે ઉતારી લીએ અને ઠંડુ થાય ત્યારે મરચુ કાઢી લીએ તો તે દુધ ત્રણ ચાર દીવસ સુધી એવુંજ સારૂ રહેવાનું બગડશે નહીં.

મેલવી સાહેબ—માશા અલ્લાહ પુત્રીયોને ઘણી સારી તાલીમ આપી છે, મીર સાહેબે કહ્યું હું ખાનમ સાહેબના એહસાનનો કાંઇ પણ શુકર અદાકરી શકતો નથી, કે થોડી મુદતમાં પુત્રીયોને દીન અને દુન્યાની જરૂરી જરૂરી તમામ બાબતો શીખવી આપી,

ખાનમ સાહેબ= મોલવી સાહેબ એતો આપની અને મીર સાહેબની લાયકી છે તે એમ કહોછો બાકી હું તો એક નાચીજ છું

મીર સાહેબ– દીકરીયો તમો ઇમતે હાનમાં પાસ થઇયો હવે ઇનામનો હક થયો કહો તમોને ઇનામમાં શું આપું.

પુત્રીયો= અબ્બાજાન અમો ઇનામમાં શું માગીયે આપે કઇ ચીજની ખામી રાખી છે? આપ તો જુવે તે લાવી આપો છો, કપડા ઘરેણાં વી૦ પુષ્કળ છે ખુદાનો શુકર છે, અમો તો પંજતને પાક અ૦ ના વાસ્તા આપીને ખુદા પાસે દોઆ કરીયે છીયે કે આપનો છાયો અમારા શીર ઉપર કાયમ રહે જે કાંઇ અમો સીખીયું તે આપે પસંદ કર્યુ તેજ ઇનામ છે.

ખાનમ સાહેબ– મીર સાહેબ તમારે પુત્રીયોને ઇનામ આપવાનું કહો છો તો આપ કોઇ વાતની કમી નથી રાખતા કે પુત્રીયો માગે પણ હવે કેટલીક ચીજની જરૂરત છે તે આપ મંગાવી તો આપશો પણ હવે ઇનામની વાત નીકળી ત્યારે ઇનામ ગણીને મંગાવી આપો દરેકને એક એક ઝાદુલમઆદ અઅમાલની મોઅતબર કીતાબ, અને એક એક "સહીફએ કામેલા" ખુશખત, અને એક એક ઉંચું કલમદાન અને બહુજ સારા ખુશખત બે કુરઆને શરીફ મંગાવી આપો.

મીર સાહેબ— ભલે હાલ લખનઉ માણસ મોકલી ને મંગાવી આપુ છું.

ખાનમ સાહેબ— મીર સાહેબ અને દીકરીયોને ઇનામ આપવું કબુલ કર્યું તો મને પણ ઇનામ મલવું જોઇએ.

મીર સાહેબ— અરે આપતો પહેલે, આપનાજ સદકાથી મારૂ ઘર નુરાની થઈ ગયું આપ જે માગો તે આપુ અને મારા મનમાં જે કાંઇ છે તે છે જ.

ખાનમ સાહેબ— મીર સાહેબ હું જે ઇનામ માગવા ચાહુ છું તે જુદુજ છે પહેલે આપ વચન આપો તો હું માગું ?

મીર સાહેબ— વચનનું શું કારણ છે ? શું તમોને મારા ઉપર વીશ્વાસ નથી ? અટલી મુદ્દત થઇ આપણે એક બીજાના સ્વભાવથી માહીત ગાર થઇ ચુકયા છીએ માગી માગીને શું માગશો જે માગો તે આપવા હાજર છું, આપ કરતા શું વધારે છે. પણ આપની વચન લેવાની મરજી થઇ ત્યારે હવે વચન પણ આપુ છું, તમોને કસમતો નથી આપતો પણ કસમ આપી એમ સમજીને જરા પણ શરમાતા નહીં, ફરમાવો ?

ખાનમ સાહેબ— મીર સાહેબ આપતો કાંઇનું કાંઇ સમજી ગયા, આપ ફરમાવો છો આપણે એક બીજાના સ્વભાવથી માહીતગાર થયા છીયે તો આપ એ પણ જાણતા

હશો કે પૈસા ટકાની મને બીલકુલ લાલચ નથી ઉપરાંત ઇદ-બરાતમાં વખતો વખત બેગમ સાહેબે અને આપે આગ્રહ કરીને અને કસમો આપી આપીને આપવામાં કાંઇ ખામી રાખી નથી વળી હું પોતે માગુ ખરી? એવું ઇનસાનીયતની વાત છે? એ તો કોઇ બખીલ અને શુમ હોય ચમડી જાય પણ દમડી ન જાય એવો હોય અને આગલાને માલનો લોભ હોય તો તે વચને બાંધી લઇને માગે, પણ આપણો નાતો આપણી રીભાત ચાલ ચલણુ ન્યારોજ છે, પણ મેં જે ઇનામ માટે વચન માગ્યુ તે એ છે કે મને અહીં આવે ચાર વરસ થયા અને તેની દરમીયાન મેં કેટલીક વખત વતન જવાની રજા માગી પણ આપે તથા બેગમ સાહેબે રજા આપી નહીં તેથી આ વખત વચન લીધુ અને હવે રજા માગુ છું કેમકે મારા બચ્ચાઓની જુદાઇથી ચૈન પડતુ નથી અને ખુદાની મેહેરબાની અને અહુલે બૈતે અતહારના સદકાથી પુત્રીયોને જરૂરી તઆમ બાબતો શીખવી છે, માટે મને રૂખસત કરો.

મીર સાહેબ— ભલે જયારે આપનો જીવ ઉદાસ છે તો હવે વધારે રોકવા હું રાજી નથી. સારી તારીખ જોઇને સીધારો હું માણસ સાથે મોકલીને સખનઉ પહોચાડી આપીશ.

બેગમ સાહેબ— કેમ સાહેબ ખાનમ સાહેબની માગણી આપે એકદમ કબુલ કરી? અમોને પણ પુછયું નહીં અમો તો તમારી ગણત્રીમાંજ નહીં હા તમો ઘરના માલીક છો અમોને પુછવાની જરૂરત નથી.

મીર સાહેબ- તોબા અસ્તગફેરૂલ્લાહ તમારી સામે સરવે વાત ચીત થાય છે અને તમો પણ જાણો છો કે હવે ખાનમ સાહેબ રહેશે નહીં તો તેમાં પુછવું શું ?

બેગમ સાહેબ- અમારે પણ કાંઇ વચન લેવું હશે કે નહીં. ?

મીર સાહેબ- તો ખાનમ સાહેબે મારી રજા લીધી પણ તમો તથા બંને દીકરીયોને રીઝવ્યા વિના જાય ખરા? તેઓ નથી જાણતા કે મોઅમીનના દીલને નારાજ કરવા નહીં, મોઅમીનના દીલને ખુશ કરવા તે ખુદાને ખુશ કરવા સમાન છે, તેઓ હમેશા એવી એવી બાબતો કહ્યા કરે છે.

ખાનમ સાહેબ=બેગમ સાહેબ વળી તમો વચમાં ક્યાં પડો છો ? માંડ માંડ મીર સાહેબની રજા લીધી ત્યાં વચમાં ફાંસ મારી દીઓ છો ? હવેતો મારાથી રહેવાશે નહીં, આપ સમજુ છો વીચારો બાલ બચ્ચાઓ માટે દીલ ઉદાસ હશે કે નહીં?

બેગમ સાહેબ=હા-જી-હા, હવે તો જવાનું થયું એટલે મોહબ્બત તોડી નાખવાના, અવા તડ ફડ જવાબ આપ કદી દેતા નહતા, ગમે તેમ કરો અમે વચન લીધા વીના રજા આપનાર નથી.

ખાનમ સાહેબ=કહો તે વચન શું છે !

બેગમ સાહેબ=હું પણ કાંઇ નામ માંગુછું, માટે મને આપવાની હા પાડો તો કહું.

ખાનમ સાહેબ=મને રોકવા શીવાય બીજી ગમે તે વાતોનું વચન આપ્યું.

બેગમ સાહેબ=આપને જબરાઇથી રોકી નારાજ કરીને રાખવામાં હું સારૂ સમજતી નથી; જ્યારે દીલ ઉદાસ થયું ત્યારે આપનો એક એક દીવસ એક એક વરસનો થઇ પડશે; ખાવું પીવું બોલવું કાંઇ પણ ગમશે નહીં; એવી હું નાદાન અને અઝડ નથી કે નારાજ કરીને રોકું, આટલી મુદ્દત આપને રોકયા તે આપનું દીલ આ દીકરીયો તરફ લાગ્યું હતું, અને તે રજા માગવી વિવેકની રૂએ હતી. પણ દીકરીયોને દીન દુનયાની જરૂરી બાબતોની તઅલીમ આપવા વીના આપજવામાં રાજી ન હતા તે સમજીનેજ અમો આગ્રેહ કરીને રોકતા હતા હવેતો અમો સમજીગીયા આપ કોઇ કાળે રહો તેમ નથી તો શામાટે નારાજ કરીએ હવે મને વચન એટલું આપો કે અબરાર હુસયન તથા આ દીકરીયોની શાદીને ટાંકણે બોલાવીશું ત્યારે વગર ઉજરે તરત પધારવું.

ખાનમ સાહેબ=બેગમ સાહેબ એ તે શું કહોછો? તે વાત તો મારા દીલમાં હતી કે આપને કહું કે જો જો હો ! શાદીને ટાંકણે મને ભુલતા નહીં, આપ વખતે ભુલી જાવ અને મને ખબર પડે તો વગર બોલાવે આવું.

દીકરીયો=કેમ અબાજાન (પીતાશ્રી) અને વાલેદા સાહેબા (માતુશ્રી) આપ આપસમાં સમજી લઇ જનાબ

ખાનમ સાહેબને રજા આપી દીધી, અમોને તો કોઈ પુછતું એ નથી, શું ખાનમ સાહેબ સાથે અમોને મોહબ્બત નહીં હોય ? અમોતો કાંઇ પણ ગણતરીમાંજ નહીં ?

મીર સાહેબ=ઓ મ્હારી વ્હાલી દીકરીયો અમો બોલીયે છીયે તે તમારીજ તરફથી છે, આમાં કાંઇ ભુલ આવી હોય તો કહો

દીકરીયો=આપની ભુલ કાઢવી તેજ ભુલ છે, પણ હરેકની સમજમાં ફેરફાર હોય છે, અમો નાહાન બચ્ચા કહેવાઈયે પણ રજા આપો તો અમારી નાકસ અકકલ પ્રમાણે કાંઇ કહીયે ?

મીર સાહેબ=બેટા કહો શરમાવાની કાંઇ વાત નથી ખુશીથી કહો અને ખાનમ સાહેબ તમોને પોતાની દીકરીઓ કરતા વધારે ચાહે છે માટે તમોને નારાજ નહીં કરે, પણ તમો પણ તેઓને વધારે આગ્રહ કરી નારાજ નકરતા હો!

દીકરીયો=અમારો એ મત છે કે ખાનમ સાહેબ ભલે ખુશીથી પોતાને વતન પધારે, અને બાલ બચ્ચાઓ ને મળે, પણ આપના ફરમાવવા મુજબ અમોને પણ બાલ બચ્ચાઓની જેમજ પ્યાર કરે છે, અને ખરા અંતઃકરણથી ચાહે છે તો ચાર છ મહીના ત્યાં રહે અને ચાર છ મહીના અહીંયા રહે,પછી આપની અને ખાનમ સાહેબની જેવી મરજી મુજબ અમો રાજી છીએ.

બેગમ સાહેબ=(બંને પુત્રીયોને ખોળામાં બેસારી

પ્યાર કરી આંખોમાં ડબ્બલ હુઈ આંસુ લાવીને) વારી જાઉં બલાયા લઉં એવી અક્કલની વાત તો અમારા ધ્યાનમાંજ આવી નહીં, ખુદા તમોને લાંબી આવરદા અતા કરે, સુખી સોહાગી રાખે, બહુજ સારી વાત કહી, ખરી વાત છે કોઇ કોઇ વખત બચ્ચા પણ એવી વાત કહે છે કે મોહટાઓના ધ્યાનમાં પણ હોતી નથી, કેમ ખાનમ સાહેબ આમાં કાંઇ વાંધો છે?

મીર સાહેબ=(ખાનમ સાહેબ બોલવાની પહેલેજ ઝટ કહ્યું) એમાંતે વાંધો શાનો ? ખાનમ સાહેબ શું આપણાંથી જુદાઇ રાખે છે ? એમાંતો કાંઈ પણ બોલવાની જગ્યોજ નથી, દીકરીયોએ લાખ રૂપીયાની વાત કહી ! બરાબર મોહબ્બત અને ઈનસાફ અને અદલની વાત છે.

ખાનમ સાહેબ=હવે હું જેકાંઇ કહીશ તે ફોગટ છે, અને તાંણ ખેચ કરવાનું સમજાશે, જે કાંઈ ઉઝર કરીશ તે નકકામો છે. માટે એવા ખોટા ઢોંગ કરવા અને ઊંહું ! ઊંહું ! ના ! ના ! કરૂં તે મને પસંદ નથી, અને હું એ પણ જાણું છું કે મને આપના ઘરના સરવે જણ સાથે ખરી પ્રીતી બંધાઇ છે સગાવ્હાલા કરતા પણ વધરે મોહબ્બત છે, ભલે દીકરીયોનું કહેવું આંખ અને માથા ઉપર છે.

બેગમ સાહેબ=ઊભા થઈ જુકીને તસલીમ [સલામ] કરીને હાથ જોડીને કહ્યું ખાનમ સાહેબ. આપની લાય-

કી ઉપર કુરબાન થાઉં, હું તો સમજી હતી અમો બન્ને જાનુથી ભુલ થઇ તે સુધરવી મુશકીલ છે, અને આપ રાજી થાઓ એ ગુમાન ન હતું, પણ ખુદાના લાખો શુકર કે અમોને તો કાંઈ પણ બોલવુ જ પડયું નહીં આપે પોતેજ ઇનસાફ કર્યો, કેમ હોયની મુજતહેદોના ઘરની તઅલીમ નો અસર છે.

ખાનમ સાહેબ=મારે જવાની તારીખ મુકરરર કરો.

મીર સાહેબ=તારીખ અમો શું જાણીયે જે તારીખ વાર સારો હોય તે આપજ મુકરરર કરો.

ખાનમ સાહેબ=આવતા માહે રબીઉલ અવ્વલની ૧લી તારીખ ઘણીજ સારી છે વાર પણ રવીવાર છે તે પણ ઠીક છે.

હાસલ કલામ રવાના થવાની તારીખ આવી ભાગુ સેરસામાન તઇયાર થયો મોહલ્લાની ઓરતો મીર સાહેબ ની બહેનો વીદા કરવા આવી સરવે મળ્યા બોલ્યું ચાલ્યુ માફ કર્યું, બેગમ સાહેબ અને દીકરીયો ઝાર ઝાર રોવા લાગી, એ હાલ જોઇને મીર સાહેબનુ દીલ ભરાઇ આવ્યું આંખોમાં જળજળીયા ભરાઇ આવ્યા, ખાનમ સાહેબની આંખોમાંથી આંસુઓની ધાર થવા લાગી બેગમ સાહેબ કેટલુંક ઘરેણું રેશમી ત્રણ ચાર જોડા કપડા અને રૂ ૩૦૦) રોકડા નજર કર્યા, ઘણી તાણુ ખેંચ થઇ આખર લાચાર

થઇને ખાનમ સાહેબે લીધું પેટીમાં ભરી પાલખીમાં બેસી રવાના થયા, સાથે એક ખાદેમા અને એક ખાદામ આપ્યો, અરસ પરસ ગળે મળીને વીદા કરી રવાના કર્યા.

**નાજી** કહે છે તરજુમામા કેટલાક ફેરફાર અને વધારો ઘટારો કરી આપણી રૂઢી પ્રમાણે કરેલ છે, હકીકતમાં દીકરીયોને આ પ્રમાણે તઅલીમ આપવી જોઇએ, સ્ત્રીયોને બીજી ભાષાઓ શીખવાડવાની કાંઇજરૂર નથી, માત્ર તેણીયોને ગ્રહસ્થાશ્રમ ચલાવવા જેટલા લાયકાત પયદા થાય અને તેણીયો પોતાના ધર્મના અકાયદને સારી પેઠે સમજી શકે. પીતા પુત્ર પતિ સાસુ સસરાના હક બુજી શકે એટલું શીખવવું જરૂરી છે, પણ તે સરવે ધર્મ સંબંધી જ્ઞાન આપવામાં આવી ગયું, સ્ત્રીયોએ પણ પોતાનું આ દુનયામાં એજ કૃત્યમાં પોતાનુ આર્થકય માનવું જોઇએ કે પ્રથમ પોતાના ધર્મમા અકાયદ સમજી નમાઝ રોઝા ઇત્યાદી વાજેબાતો અદા કરી પોતાના પતિનુ મન રીઝવવું પછી પોતાના બાળકો વીગેરેની બરદાશ્ત રાખવી, ઘરમાં ખાણું રાંધવું પકાવવું સાફ સુતર રાખવું; અને એનેજ આ દુનયામાં પોતાનુ કર્તવ્ય માને, અને સ્ત્રીયો એટલાજ મારે પયદા કરવામાં આવી છે એમ કહીયે તો પણ ચાલે,

વાંચકો ભુલ ચુક જોવામાં આવે તો ક્ષમા દ્રષ્ટીથી માફ કરશો

---

# ઈસ્લામી કીતાબો વી૦ નું ટુંક લીષ્ટ.

**૧ કુરઆને શરીફ**ની ઉમદા તફસીર અસલ અરબી ખુશનુમા આયતો તેની પાછળ તેજ આયતો ગુજરાતી શોભીતા મોટા હરફમાં તથા તરજુમો તે પછી તફસીર તાવીલ વી૦ વી૦ થી ભરપુર મોટ **૨૬૦૦** પેજમાં કે જે રોયલ ૮ પેજી **૫૨૦૦** પેજ થયાં તેના દસ દસ સીપારાના ૩ ભાગ છે. પાકા પુંઠા સાથે પોસ્ટેજ રજીસ્ટર સુધ્ધાં પહેલાભાગના રૂ૧૨) તે પછી દરેક ભાગના રૂ૧૦) ત્રણે ભાગના રૂ૩૦ આફ્રીકા વી૦ માટે પાંચ ભાગ કર્યા છે પોસ્ટેજના તથા બે પુંઠાના રૂ.૪) વધારે કુલ રૂ ૩૪) હીંદુસ્તાનના પાંચ ભાગના રૂ.૩૧)

**૨ અમ્માનો પારો** જેની અંદર ૩૭ સુરા છે, પહેલે અરબી ખુશનુમા હરફોમાં આયતો અને તેની પાછળ તેજ આયતો ગુજરાતી મોહટા શોભીતા ટાઇપમાં તેની નીચે ગુજરાતીમાં તરજુમો અને તે પછી તેની તફસીર છે હદીયો રૂ૧।। પોસ્ટેજ ૦)ᵴ આફ્રીકાના ૦।=

**૩ તોહફતુસ્સાએમીન,** માહે રમઝાનના રોઝાની ફઝીલત અ-અમાલ ઝીયારત દોઆઓ, **જવશને કબીર** ગુજરાતીમાં તરજુમા સાથે, હીકાયતો નસીહતો મસાએબ વી૦ વી૦ **૩૦** વાએઝની **૩૮૦** પેજની રૂ૨) વાળી ખલાસ થઇ, પાંચ જાતની રંગીનસાહી ચામડાના પુંઠાની ઊંચા કાગળ રૂ૫)વાળીના હાલ રૂ૩) પોસ્ટેજ રૂ૦। આફ્રીકાના

**૪ અમુલ્ય** તાવીજ હરણીયાના ચામડા ઊપર હાથે લખેલું નંબર ૧ના રૂ૨।। નંબર ૨ના રૂ૫

**૫ સાહેબજાન** માસીક ચોપાન્યું ઉમદા ઉમદા દીન ઈસ્લામની

બાબતો હીકાયતો હદીસો કીસ્સા વી૦ થી ભરપુર ૩૨ પેજમાં નીકળે છે જેનું ૧૬ મું વરસ ચાલે છે વરસ ૧ના અગાઉથી રૂ ૨) આ૦ રૂ ૨ા
**૬ સુરૈઇમાન** બે માસીક ચોપાન્યું ઇમામે હુસયન અ૦ ની મુસીબતની રીવાયતો મરસીયા તથા સલામ વી૦ તથા મોઅજ્જા પ્ર્ઝાએલ વી૦ ૩૨ પેજમાં ૧૪ મું વરસ ચાલે છે, વરસે રૂ ૧) આફ્રીકા રૂ ૧ા **રાહેનજાત** ન લીએ તેનો રૂ૦ા વધારે.
**૭** ગુલઝારે કરબલા ભાગ બીજો રૂ૧ાા પોસ્ટેજ ૦)= આફ્રીકા રૂ૦ા
**૮** રાહેનજાતના ગ્રાહકના આઠ આના ઓછા.
**૯** રાહેનજાત ૪થી રૂ૧ા **૧૦** રાહેનજાત ૯મી રૂ૧ા
**૧૧** રાહેનજાત ૫ મી કીતાબ રૂ૧ા
**૧૨ અહવાલુન્નીસા** ખાસ ઓરતોના અહવાલમાં કીસ્સા હીકાયતો સારી નરસી ઓરતોના અહવાલ, ઓરત મરદના અરસપરસ હક, બચ્ચું હમલમાં રહે ત્યાંથી તે મોટી ઉમરનું થાય ત્યાં સુધીની તરબીયત પરવરીશનું બયાન. મસાએલ વી૦ ની પોસ્ટેજ સુધાં રૂ ૧ા= આફ્રીકા વી૦નો રૂ૧ાા
**૧૩** હૈદર ચરિત્ર અને હૈદરવાણુ ૦ા- પોસ્ટેજ ૦)ા આફ્રીકાનો ૦)- સોનેરી નામ પાકા પુંઠા વળી ૦)= વધારે.
**૧૪ મખઝનુલ મસાએલ** જેમાં ખુદાની વહદાનીયતની સાબેતી અદાલત, ઇમામત, નબુવ્વત, ઇલમ, વઝુ, ગુસલ નમાઝ, રોઝા, હજ, ઝકાત, ખુમસ, તથા મઇયતને લગતી કફન, દફન, ગુસલ જનાઝા વી૦ વી૦ ની બાબતો ઉંચા કાગળ વાળીનો હલકા કાગળ વાળીનો રૂ૦ાા કાચા પુંઠાવાળી રૂ૦ાા= પોસ્ટેજ ૦)= આફ્રીકાના રૂ૦ા
**૧૫ તાલીમુન્નીસા** ભાગ ૧-૨ જો કીં. રૂ૦ા૦ાા આફ્રીકા ૦ા-
**૧૬ તાલીમુન્નીસા** ભાગ ૩-૪ થો ૦ા૦ાા આફ્રીકા ૦ા-
**૧૭ વઝીફા** જેની અંદર જાત જાતની બીમારી, બલા, ઝાલીમોના

ઝુલ્મ દૂર થવા, માલ દોલત મળવા કરજ અદા થવા, હાજતો પુરી થવાની દોઆ નમાઝ અમલ ખુદાના ૨૫ ઇસમની ખાસીયત વીગેરે અને કેટલીક આયતો અને સુરા કીંમત રૂ૦ા= પોસ્ટેજ ગા.૪.

૧૮ અલફરાઇઝુલ મવારીસ વારસા વીશે વકફ પો. )— આ. ૦)=

૧૯ ઝાદુલઆખેરત ૧૦ મજલીસની રૂ૦ાા= આફ્રીકાના રૂ૦ાાા

૨૦ બહુરેગમ ૧૦ મરસીયા પોસ્ટેજ સાથે રૂ૦ા૦ાા આફ્રીકા રૂ૦ા—

૨૧ નહરેગમ ૭૫ નવહા ૧૦ સલામ પાંચ મુનાજાત દોરૂદ વી૦ વી૦ રૂ ૦ા૦ાા આફ્રીકાનો રૂ ૦ા—

૨૨ રવનકે માતમ ૩૬ નવહાની ૦)=

૨૩ સો હીકાયત રસીક અને નસીહત ભરેલી કી૦)=ા આફ્રીકા રૂ૦ા

૨૪ રૂબાઇયાત આશરે ૨૦૦ ૦)— પો.૦)ાા

૨૫ મા બાપના હકની કીતાબ રૂ૦ા આફ્રીકા રૂ૦ા૦ાા

૨૬ બોલોહર અને યુઝાસુફનો રસીક કીસ્સો રૂ૦ા આફ્રીકાા રૂ૦ા૦ાા

૨૭ ગૈબી ખજાનો—જેની અંદર સાતે વારમાં હમેશાં જોવાના જુદા જુદા નકશા અને દોઆ છે, કે જેથી ઘણો સવાબ મળે છે અને સેંકડો બલા અને ઝાલીમોના ઝુલમથી બચાવ છે. અને ખુદાના સાત ઇસમ ખાસીયત ફાયદા સુધાંટે. કીંમત ૦)=ા પોસ્ટેજ માફ.

૨૮ તઆમઅનસારીનોરસીક કીસ્સો રૂ૦ા

૨૯ ઊમદા મોઅજીઝો—મરસીયામાં ગુજરાતીમાં તરજુમા સાથે એક મોમીના છોકરીને જનાબે ફાતેમાએ ઝીનાની તોહમતમાંથી બચાવવી. કીંમત ૦)— ગમે તેટલા લીએ પોસ્ટેજ ૦)ાા

૩૦ નુરૂલઓયુન યાસીન, તબારક વી૦ સાત સુરા અરબી તથા ગુજરાતી હરફોમાં, શબ્દી તરજુમા સાથે કીંમત રૂ૦ાા— આફ્રકાના ૦ાા=

૩૧ મેઅરાજનામા મેઅરાજનો અહવાલ. ૦)=

૩૨ નેઅમત ગોસ્ત ખાવા શીકાર કરવા હલાલ કરવાવી૦ની ૦)=

